Province. The Junágadh line has a branch bifurcating at Jetpur towards Porbandar, while the Jodiya line has a similar branch going towards Navánagar. These main lines have various feeders to connect the capitals and other important towns of the numerous States in the Province. Travellers' Bangalows and Dharamshálás have also been provided at convenient stages for the comfort of European and Native travellers.

Dispensaries.

31. The medical needs of the Province have not been lost sight of. Besides the Civil Hospital at Rájkot, which is maintained by Government, the principal States have founded 72 dispensaries for the benefit of suffering humanity in their respective territories. Most of these are under the guidance of native doctors trained in the European system. There is also an asylum at Rájkot for the segregation of lepers, who are fed and clothed by the munificence of the Chiefs. Vaccination is conducted by a regular establishment of 36 vaccinators, travelling all over the province, under the supervision and control of a European officer of the Indian Medical Department.

32. Every year the Political Agent holds a Meeting of the Representatives of States (class I to IV) for consideration of the various subjects connected with roads, education, dispensaries, vaccination and other provincial matters, and sums are voted from a General Fund formed of subscriptions from all the States and Tálukás of the Province.

Railways.

33. In 1877, the Bhávnagar Joint Administration proposed to invest the savings of the State in a Railway, one branch of which should extend from Wadhwán to Bhávnagar and the other from Dhoráji in the Gondal State to

Dhola junction on the main line, Gondal paying for the construction of the line beyond the Bhávnagar frontier as far as Dhoráji, which proposal was sanctioned and carried out under the orders of Government. The Bhávnagar line was opened by H. E. Sir James Fergusson, Bart. then Governor of Bombay, on the 18th December 1880, and the Dhoráji branch by Colonel Barton, the late Political Agent, on the 16th January 1881.

34. The Junágadh State has now decided to construct a metre guage railway from the Jetalsar Station of the B. G. Railway to Verával viâ Junágadh, and the surveys for this line are already in progress.

35. A Steam Tramway from Wadhwán Civil Station to Morvi viâ Vánkáner is also under construction at the expense of the Morvi State, and a portion of this line as far as Doliá, on the main road to Rájkot, is completed.

36. The Province, being a peninsula, possesses an extensive seaboard. The ports of Bhávnagar, Mahuvá, Jáfrábád, Verával, Porbandar, Saláya, and Jodiya annually export and import large quantities of merchandize. Steamers plying between Bombay and Kurráchee touch the ports of Verával, Mángrol and Porbandar in the fair season, and Bhávnagar can boast of a separate steam service in direct communication with Bombay. So with the extension of Railways, and the gradual development of its abundant natural resources, under the benign influence of the Paramount Power, a great future lies for Káthiáwár.

# કાઠીઆવાડ સંબંધી સામાન્ય હકીકત.

નામ અને મુળ.

૧. આ પ્રાંતને શરૂઆતમાં સૌરાષ્ટ્ર કહેતા. તેની શબ્દ વ્યુત્પત્તિ માટે જુદા જુદા મતછે. કેટલાક કહેછે કે "સુ" સારૂં અને "રાષ્ટ્ર" એટલે દેશ તેમાંથી નીકળેલોછે, અને બીજા કહેછે કે "સૂર્ય" એ શબ્દ તથા "રાષ્ટ્ર" એટલે દેશ એ બેનો મીશ્રીતછે, જેથી તેનો અર્થ સૂર્યનો મુલક એવો થાયછે. અસલના જુનાની લોકોને આ દેશ સૌરાષ્ટ્ર નામથી જાણીતો હતો અને ગીરનારના પથર ઉપરના લેખોમાં પણ તેજ નામ જણાવેલુંછે. જ્યારે મુસલમાનોની સત્તા પરીપુર્ણ હતી ત્યારે તેઓ આ મુલકને સોરઠ કેહેતા જે સૌરાષ્ટ્રનું પ્રાકૃત રૂપછે; પણ મુસલમાની રાજની જ્યારે પડતી આવવા માંડી તે વખતે આ નામ બદલાઇને કાઠી નામના લોકો, જેઓ આ દ્વિપકલ્પની અંદર સત્તાવાન થતા ગયા તેમના ઉપરથી કાઠીઆવાડ નામ ચાલ્યું, અને ત્યાર બાદ અસલ નામ આ પ્રાંતના દક્ષીણ તરફના નાના ભાગને લાગુ થયું. આવી રીતે આશરે સતરમી સદીથી આ પ્રાંત તેના હાલના નામથી ઓળખાયછે, તેમજ મધ્ય ભાગનો મુલક, જેમાં મુખ્યત્વે કરીને કાઠીઓ વસેછે અને રાજ કરેછે, તે ભાગ પણ એ નામથી ઓળખાયછે, તેમ છતાં પણ હીંદુઓની તમામ ધર્મની ક્રીયા કરવામાં પ્રાચીન નામ સૌરાષ્ટ્ર વપરાયછે.

આકાર.

૨. અરબી સમુદ્ર અને તેની બે શાખાઓ, કચ્છ અને ખંભાતનાં અખાતો, કાઠીઆવાડની ત્રણ બાજુએ એટલે ઉત્તર, દક્ષીણ અને પશ્ચિમ બાજુ તરફ આવેલાં છે, જેથી તેનો દ્વિપકલ્પનો આકાર થાયછે. ભુસ્તરવેત્તાનો એવો મતછે કે અસલ આ પ્રાંત એક તદન બેટ હતો, અને ગુજરાતના કોઇ ભાગ સાથે જોડાએલો નહોતો, અને તેનો હાલનો દ્વિપકલ્પનો આકાર જવાળામુખી ક્રીયાને લીધે થયોછે. કાઠીઆવાડના ઇશાન ખુણનો ભાગ જે દરીઆની સાથે સંબંધમાં નથી તેની સપાટી બીજા ભાગની સપાટી કરતાં એટલી નીચીછે કે ચોમાસાની મોશમમાં તે બાજુની તમામ જમીન પાણીથી ભરેલી રહેછે, અને રસ્તા

ચાલવાને બંધ થાયછે. તે શીવાય રણમાં કેટલીક જગાઓછે તેની સપાટી એવી નીચીછે કે તેમાં હમેશાં પાણી ભરાઇ રહેછે; વળી લીંબડીથી થોડાક માઇલને છેટે દરીઆનો એક ફાંટોછે, જેને નલકાંઠો કહેછે, તેમાં નીરંતર ખારૂં પાણી ભર્યું રેહેછે. વળી જો આપણે આ પ્રાંતના પૂર્વના ભાગ તરફ નજર કરીએ તો તે ભાગ ઝાડ વીનાનો લાગેછે, અને ગામો એક બીજાથી લાંબે અંતરે વશેલાં જોવામાં આવેછે. આ ગામોની આસપાસ ચોમાસામાં પાણી ભર્યું હોયછે, અને ચોમાસું ગયા બાદ જાણે જમીન ઉપર મીઠું હોય તેમ જણાયછે.

૩. **મર્યાદા.** કાઠીઆવાડની ઉત્તરે કચ્છનું રણ અને અખાત, પશ્ચિમે અને દક્ષિણે અરબી સમુદ્ર, અને પૂર્વ તરફ ખંભાતનું અખાત તથા અમદાવાદ જીલ્લાનો ભાગ આવેલછે તથા ઇશાન ખુણની બાજુએ પાલણપુર ઇલાકાના પંચાસર સાથે જોડાયલુંછે. આ દેશ ઉત્તર અક્ષાંસ ૨૦° ૪૦′ તથા ૨૩° ૨૫′ અને પૂર્વ રેખાંસ ૬૯° ૫′ તથા ૭૨° ૨૦′ ની વચ્ચે આવેલોછે.

૪. **વિસ્તાર.** તેની લંબાઇ, પશ્ચિમે દ્વારકાંથી તે પૂર્વમાં ભાવનગર પાસે દરીયા કીનારા સુધી, ૨૦૦ માઇલછે, અને પોહોળાઇ ઉત્તરમાં ઝીંઝુવાડાથી તે દક્ષીણમાં દરીઆ કીનારા સુધી, ૧૭૦ માઇલછે. કુલ ક્ષેત્રફળ ૨૩,૫૦૦ ચોરસ માઇલનુંછે. કુલ વસ્તી ૨૫,૦૦,૦૦૦ માણસની, અને વારસીક ઉપજ સુમારે ૧,૫૩,૦૦,૦૦૦ રૂપીઆની છે. આ એકંદર આંકડા પૈકી આશરે ૧,૩૨૦ માઇલનું ક્ષેત્રફળ, ૧,૬૦,૦૦૦ માણસની વસ્તી, અને ૨,૬૬,૦૦૦ રૂપૈઆની પેદાશ અમદાવાદ જીલ્લાના ધોધા અને ધંધુકા તાલુકાનાંછે; આશરે ૭ માઇલ ક્ષેત્રફળ, ૧૦,૮૦૦ માણસની વસ્તી અને ૩૮,૦૦૦ રૂપૈઆની પેદાશ, પોર્ચુગીસ રાજના દીવ નામના ટાપુનીછે; અને ૧૩૨૦ માઇલનું ક્ષેત્રફળ, ૧,૪૮,૦૦૦ માણસની વસ્તી, અને ૧,૦૯,૦૦૦ રૂપીઆની પેદાશ, માહારાજા ગાયકવાડ સરકારના મુલકનીછે. જેથી કાઠીયાવાડની પોલીટીકલ એજંસી તાબે જે મુલક રહ્યો તેનું ક્ષેત્રફળ ૨૦,૮૮૦ માઇલ, વસ્તી ૨૧,૮૦,૦૦૦ માણસની, તથા પેદાશ ૧,૪૮,૮૭,૦૦૦ રૂપૈઆનીછે.

૫. આ દ્વીપકલ્પની જમીન જુદી જુદી જાતનીછે. પૂર્વ તરફ ભાલની જમીન રેતાળ અને ફળદ્રુપછે, અને તેમાં ઘઊં તથા ચણા પુષ્કળ પાકેછે. અમુક ભાગ જે ખડકવાળોછે તે શીવાય ઝાલાવાડમાં રૂ જથાબંધ થાયછે, બાકીના ભાગની મુખ્ય પેદાશ બાજરી, જાર, ચણા, ઘઊં, શેરડી અને જુદી જુદી જાતનાં કઠોળછે.

જમીન.

૬. કાઠીઆવાડની ખનીજ દોલત પુષ્કળછે, તેમાં પણ વીસેષે કરીને ઇમારતના કામના પથરા ઘણા નીકળેછે; એમ ધારવામાં આવેછે કે બરડા પ્રગણામાં રાણાવાવ નજીક અને હાલારમાં રાણપર નજીક લોઢાની ખાણોછે તેમાં પુષ્કળ લોઢુંછે; ભાવનગર નજીક શીહોરના ડુંગરમાં પણ લોઢુંછે. સન૧૮૩૮ માં લોઢાનાં છ કારખાનાં ચાલતાં હતાં અને તે શીવાય બીજાં ત્રણ કારખાનાં વખતો વખત ચાલતાં હતાં. પરંતુ કોલસા ન હોવાને લીધે, લાકડાની તંગાસને લીધે, અને યુરોપના લોઢાની સસ્તાઇને લીધે જે કાચી ધાતુ નીકળેછે તેમાંથી કારખાનાં ચલાવવાનું ખરચ પણ હવે નીકળી શકે નહીં તેમછે. લખતર તાબે થાન પ્રગણામાં કોલશાનો થર માલુમ પડયોછે, પરંતુ ઉપયોગી થાય તેવી જાતનો તે નથી. ગીરનાર ઉપરથી સોનરેખા નદીમાં રેતી ઘસડાઇ આવેછે તેમાં પૂર્વે સોનાનાં રજકણ જડતાં, અને નવાનગરની હદમાં અને ભડલી નજીક જે ડુંગરની નાની ધારછે તેમાં ત્રાંબુછે, એમ પણ કહેવાયછે.

ખનીજ પદાર્થો.

૭. કાઠીઆવાડમાં બે જાતનું મીઠું પાકેછે, વડાગરૂં અને ઘસીઊં. વડાગરૂં મીઠું ફકત કચ્છના રણને કાંઠે ધ્રાંગધ્રા તાબે કુડામાં થાયછે. અને ઘસીઊં મીઠું તો દરીઆ કાંઠે ઘણે ઠેકાણે* મળેછે અથવા બનાવવામાં આવેછે, અને આખા દ્વિપકલ્પને પુરૂં પડે તે કરતાં પણ વધારે નીપજેછે.

---

| | | | |
|---|---|---|---|
| *વવાણીઆ. ...... | તાબે મોરબી. | વડેરા. ......... | તાબે જાફરાબાદ. |
| જોડીઆ...... | ,, નવાનગર. | મહુવા....... | તાબે ભાવનગર. |
| બેડી......... | ,, નવાનગર. | તલાજા. ... | તાબે ભાવનગર. |
| પીંડારા........ | ,, નવાનગર. | ભાવનગર.... | તાબે ભાવનગર. |
| કુછડી.........., | ,, પોરબંદર. | | |
| મીયાણી. ...... | ,, જુનાગઢ. | | |
| ધામલેજ...... | ,, જુનાગઢ. | | |
| બેરાઇ. ...... | ,, જુનાગઢ. | | |

૮. વળી કાઠીઆવાડને કીનારે મોતી પણ નીપજેછે. આ મોતી જો કે બસરાનાં મોતી બરાબર ઝળકદાર નથી તોપણ સારી જાતનાં થાયછે. તે નવાનગરની હદમાં કચ્છના અખાતમાંથી મળેછે. અને સંસ્થાન જુનાગઢ તથા ભાવનગર તાબે ભેરાઇ તથા ચાંચમાંથી પણ થોડાં નીકળેછે.

૯. કાઠીઆવાડમાં કેટલીક જગોએ ઉના પાણીના ઝરાછે, જેમાં ઓખા-મંડલમાં "પીંડતારક" અને ગીરના જંગલમાં "તુલશીશામ" એ મુખ્યછે.

૧૦. આ પ્રાંતની હવા તંદુરસ્તીવાળીછે. રાજકોટની સીવીલ ઇસ્પીતાલની

હવા.

નોંધ મુજબ થરમોમીટર, રૂતુને અનુસરીને, ૪૯° થી ૧૦૩° સુધી રહેછે. દક્ષિણ કરતાં ઉત્તરનો ભાગ વધારે ગરમ રહેછે, અને વરસાદ ૨૪ થી ૪૦ ઇંચ સુધી વરસેછે.

૧૧. કાઠીઆવાડ ઉંચી જાતના ઘોડાની પેદાશ માટે પ્રખ્યાતછે. કાઠી

પાળી શકાય તેવાં જાનવરો.

લોકો આ જનાવરના, તેમાં વીશેષ કરીને, ઘોડીઓના ઘણા શોખીલા હોયછે. ઝાલાવાડની ઉત્તર તરફની ગાયો તથા બળદો, અને દક્ષીણ કાઠીઆવાડ તથા બરડાની ભેંશો શ્રેષ્ટ ગણાયછે. ઓખામંડળમાં ઊંટની પેદાશ પણ છે, પરંતુ મારવાડના કરતાં તે જાત ઉતરતા દરજ્જાની હોયછે. ઘેટાં અને બકરાંનાં ટોળાં પણ ઉછેરાયછે. આ દેશનાં ઘેટાંની ઉન લાંબી તથા ઊંચી જાતની ગણાયછે, અને બાહેર દેશાવરમાં તે ઘણી કીમતી ગણવામાં આવેછે.

૧૨. કાઠીઆવાડ વળી પોતાની પવિત્ર જગ્યાઓ માટે પણ પ્રખ્યાતછે.

પવિત્ર જગ્યાઓ.

દ્વારકામાં શ્રી રણછોડજીનું મંદીરછે, ત્યાં હીંદુસ્તાનના છેટામાં છેટા ભાગના ઘણા યાત્રાળુઓ વરસો વરસ આવેછે. તેવીજ રીતે શેત્રુંજા અને ગીરનારના ડુંગરોપર જૈનનાં મંદીરછે તેને હીંદુસ્તાનના તમામ શ્રાવકો માન આપેછે. તેથી ઉતરતાં ધામ ગીરનારની તળાટીમાં દામોદર કુંડ, ગીરના જંગલને છેડે પ્રાચી પીપલાની જગ્યા, અને વેરાવળ પાસે સોમનાથનું દેરૂં એ સ્થાનીક પ્રખ્યાતીવાળાંછે.

૧૩. કાઠીયાવાડના લોકપ્રસીદ્ધ ભાગ દસછે એટલે કે ઝાલાવાડ, મચ્છુ-

વિભાગ.

કાંઠો, હાલાર, બરડો, સોરઠ, બાબરીયાવાડ, ઉન્ડસરવૈઆ, ગોહેલવાડ, કાઠીઆવાડ (ખાસ) અને ઓખા-

મંડળ; પરંતુ કાઠીઆવાડ એજંસીના રાજ પ્રકરણી ભાગ ફક્ત ચારછે, એટલે ઝાલાવાડ, હાલાર, સોરઠ તથા ગોહેલવાડ. તેમનાં મુખ્ય મથક અનુક્રમે વઢવાણ, રાજકોટ, માણેકવાડા અને સોનગઢછે. આ પ્રાંતમાં બધા મળીને આસરે ૨૦૦ દેશી તાલુકાછે જેમાં હજારો ચોરસ માઇલના મુલક ઉપર તથા લાખો માણસની વસ્તી ઉપર પુર્ણ હકુમત ચલાવનારા રાજાઓછે, તેમજ એક ગામના અમુક ભાગના માલીક જેની સ્થીતી ખેડુ કરતાં ભાગ્યેજ વધારે સારી હોયછે અને જે પોતાની પેશકસીનો ભાગ પુરો પાડવામાં ઘણી વખત મુશીબતમાં આવી પડેછે તેવા તાલુકદારો પણ છે.

૧૪. આ પ્રાંતના તમામ સ્વસ્થાન તથા તાલુકા તરફથી જે પેશકસી વસુલ થાયછે તે નીચે મુજબછે:—

પેશકસી.

| | |
|---|---|
| બ્રિટીશ સરકારની પેશકસી........................ | ૫,૫૪,૦૭૪–૦–૦ |
| **વટાવ.**—સીક્કાઇ અને મુંબઇગરા વચ્ચે વટાવના...... | ૭,૫૮૩–૦–૦ |
| **ભાવનગર સબસાઇડી.**—કાઠીઆવાડના બંદોબસ્ત વખત ભાવનગર ઉપર ગાયકવાડ સરકારની જમાનો જે આંકડો મુકરર થયો તે કંટીજંટના લસકરની મદદ માટે ગાયકવાડ સરકારે સને ૧૮૦૭–૮ ના ઠરાવથી અંગ્રેજ સરકારને આપ્યો તે.......... | ૬૯,૦૦૬–૦–૦ |
| **ભાવનગર જમા.**—અમદાવાદ જીલ્લામાં અંગ્રેજ સરકારની હકુમત નીચે ભાવનગર તાબાના ૧૧૬ ગામ હતાં તે ત્યાંથી કાઢી તા. ૧ ફેબરવારી સને ૧૮૬૬ થી કાઠીઆવાડ મુલકગીરી નીચે નાખવામાં આવ્યાં તેની રૂએ જમાનો ઠરેલો આંકડો...... | ૫૨,૦૦૦–૦–૦ |
| **જુનાગઢ ચોથ.**—જુનાગઢ જોરતલબીની વારસીક રકમ ઉઘરાવવા ઘોડા પાયદળ વગેરેના ખરચ બદલ જોરતલબીનો ચોથો ભાગ અંગ્રેજ સરકારને આપવા જુનાગઢ તરફથી તા૦ ૧ લી ફેબરવારી સને ૧૮૨૧ને રોજ દસ્તાવેજ કરી આપવામાં આવ્યો તે મુજબ. | ૨૩,૧૦૫–૬–૦ |
| **પોરબંદર કસ્ટમ**—બ્રીટીશ સરકારની ચલુની મદદ | |

| | |
|---|---|
| માટે ત્યાંના રાણાસાથ સને ૧૮૦૯ માં થએલા કોલકરાર પ્રમાણે અને સને ૧૮૫૩ માં થએલા ફેરફાર મુજબ પોરબંદર કસ્ટમનો ભાગ......... | ૧૫,૦૦૦–૦–૦ |
| એકંદર સરકાર પેશકસી— | ૭,૨૦,૭૬૮–૬–૦ |
| ગાયકવાડ સરકારની પેશકસી........................ | ૨,૯૦,૩૩૮–૪–૦ |
| જુનાગઢ નવાબ સાહેબની જોરતલબીના ત્રણ ભાગ... | ૬૯,૩૧૬–૨–૦ |
| કુલ એકંદર— | ૧૦,૮૦,૪૨૨–૧૨–૦ |

૧૫. ગાયકવાડ સરકારની સાથે થએલા તહનામાને આધારે ઘોડાનું જે લશ્કર ગાયકવાડ સરકાર હાલ સુધી રાખતા હતા તેને બદલે એજન્સીના હુકમ તળે એક પોલીસની ફોજ રાખવા માટે તાજેતર કરાર થયોછે, તે ફોજના ખર્ચ માટે ગાયકવાડ પેશકસીની વસુલાતમાંથી રૂપીઆ ૧,૮૯,૦૦૦ ની વાર્ષીક રકમ અહીં રાખવામાં આવેછે, અને તેજ કારણ માટે, ગુજરાતની બીજી એજન્સીઓને જે રકમો આપવાનીછે તે બાદ કરતાં, જે બાકી રહે તે રાજકોટમાં વડોદરાનો આડતીઓ રહેછે તેને આપવામાં આવે છે.

૧૬. જોરતલબીની વસુલાતમાંથી સરકારની ચોથ બાદ કરીને બાકીની રકમ જુનાગઢના વાલાસાન નવાબ સાહેબ તરફ આપવામાં આવેછે.

૧૭. કાઠીઆવાડમાં નામદાર બ્રીટીશ સરકારના પ્રતીનીધીનું મુખ્યસ્થળ રાજકોટમાં હોવાથી સરકારી લશ્કર આ જગોએ રહેછે. હાલ મુંબઇખાતાની દેશી પ્યાદલની એક પલટણ તથા ઘોડાના લશ્કરની એક ટુકડી અને સલામી માટે તોપખાનું, એટલું લશ્કર રહેછે.

૧૮. કાઠીઆવાડનો પ્રાચીન ઇતીહાસ સંશય ભરેલોછે; હીંદુઓનાં પુરાણ અને બીજાં ધર્મ પુસ્તકોમાં જે હકીકત આપેલીછે તેમાંની કેટલીક વાત મુળ સાચી બનેલી હશે, પણ તે તમામ ઉપર ભરોસો રાખી શકાય નહીં. તેમ તે બીના કયે વખતે બની તે નકી કરવાનું પણ ઘણું મુશકેલછે. હીંદુ ગ્રંથકારોમાં કાળમાન વિદ્યા ઉપર બીલકુલ લક્ષ અપાતું નહીં. તેઓ કલ્પીત લંબાઇના યુગ વીશે મોટી મોટી વાતો લખી ગયાછે, પણ તેનો સંબંધ ખરી હકીકતને ભાગ્યેજ

ઇતિહાસ.

મળતો આવેછે. તેથી પ્રાચીન વખતના રાજાઓ કયે વખતે થઇ ગયા તે ચોકસ નકી જાણવાનું અથવા અમુક ગુજરેલી બીનાનો વખત મુકરર કરવાનું અશક્યછે. પણ મેહેરબાન કર્નલ જે. ડબલ્યુ. વાટસન સાહેબ તથા બીજા અસલી વાતોના નામાંકીત શોધકોની મેહેનતથી બે ત્રણ હજાર વરષ પર કાઠીઆવાડની કેવી સ્થીતી હતી તે વીષે કેટલીક હકીકત હાલ અજવાળામાં આવીછે.

૧૯. હીંદુધર્મ શાસ્ત્ર મુજબ ઐતિહાસીક વખતની પેહેલાં કાઠીઆવાડમાં યાદવ કુલના ક્ષત્રી રાજા ક્રશ્ન, જેને હીંદુઓ પરમેશ્વરનો અવતાર ગણેછે, તેનું રાજ હતું. આ રાજાની જન્મ ભુમી વાવ્ય ખુણાના પ્રાંતોમાં મથુરાં હતી. જ્યારે તે પુખ્ત ઊમરે પોહોંચ્યો ત્યારે તેણે તેના મામા કંસનું રાજ પચાવી પાડ્યું, અને તેને બદલે પોતે રાજા થયો. પણ ત્યાંથી જરાસંધ અને કાલ્યવને તેને કાઢી મુકવાથી તેણે પોતાના ભાઇ બળદેવની મદદથી દ્વારકાં શેહેર સ્થાપ્યું, અને આ પ્રાંતમાં પોતાને માટે નવું રાજ ઉભું કર્યું. આ રાજા એટલો બધો જોરાવર થયો હતો કે દીલ્હી નજીક હસ્તીનાપુરના પાંડવોએ માહાભારતની મોટી લડાઇ, જેમાં પાંડવો આખરે ફતેહમંદ થયા હતા, તેમાં તેમણે તેની મદદ માગી હતી. લાંબી મુદત સુધી રાજ કર્યા બાદ, સોમનાથ પાસે પીપલાના ઝાડ નીચે આ રાજા સુતો હતો તે વખતે એક ભીલ શીકારીએ તેને તીર માર્યું તેથી તેનો જીવ ગયો. દુર્વાસા રૂષીનો શ્રાપ નીવારણ કરવા સારૂ યાદવો ત્યાં ગયા હતા, અને એમ કેહેવામાં આવેલુંછે કે તેઓ નીશામાં અંદર અંદર એટલા બધા લડ્યા કે તેમાંના દરેક માણસનો નાશ થયો. દ્વારકાંમાં જે યાદવો જીવતા રહ્યા તેને પાંડવ અર્જુને મથુરાં લઇ જઇને ત્યાં ક્રશ્નના પૌત્ર અનીરૂદ્ધના દીકરા વજ્રનાભને ગાદી ઉપર બેસાડ્યો.

૨૦. યાદવો મથુરાં પાછા ગયા ત્યારબાદ કાઠીઆવાડમાં કોણે રાજ કર્યું, તે બરોબર જાણવામાં આવ્યું નથી. પરંતુ ગ્રીક ઇતીહાસ કર્તાના લખાણ પરથી અને બુદ્ધ વખતના શીલાલેખ ઉપરથી થોડું ઘણું નીકળી શકેછે. મેહેરબાન આનરેબલ જે. બી. પીલ સાહેબ જેઓ અગાડી આ પ્રાંતમાં પોલીટીકલ એજંટ હતા અને હાલ મુંબઇની કાંઉન્સીલના સીનીયર મેમ્બરછે તેમણે સન ૧૮૭૭ માં નીચેનો ટુંકો ઇતીહાસ લખ્યો હતો.

જુનામાં જુની પ્રાચીન તારીખનો ઇતીહાસ આપણને મળેલછે તે વખતે સૌરાષ્ટ્રનું રાજ્ય ઘણુંકરીને મૌર્ય રાજાના સુબા જુનાગઢના અસલી કીલ્લામાં રહી ચલાવતા હતા. જુનાગઢ અને ગીરનારના ડુંગર વચેની ખીણની અંદર એક પથ્થરછે તે ઉપર અશોકની ચૌદ આજ્ઞાઓ કોતરેલી છે (ઇ. સ. પુર્વે ૨૬૫ થી ૨૨૯), જેની અંદર મીતાહાર, દાન, ધર્મ તથા જીવની અહીંસા બાબત શિક્ષા લખેલીછે. તેજ પથ્થર ઉપર ત્યાર પછીનો એક શાહનો લેખછે, તેમાં લખ્યુંછે કે ગીરનારની નીચેની ખીણમાહેલા સરોવરનું પાણી જે બંધ અથવા પુસ્તાથી રોકાતું હતું અને જેને ચંદ્રગુપ્ત રાજાએ અગાડી દુરસ્ત કર્યો હતો તથા અશોકે શોભાયમાન કર્યો હતો તે બંધને રૂદ્રદામાએ ફરીથી બાંધ્યો. તે પથ્થરની પશ્ચિમ બાજુએ ત્રીજો લેખ સ્કંદગુપ્તનોછે (ઇ. સ. ૪૫૫?) જેમાં લખેલુંછે કે સદરહુ પુસ્તાને એ તળાવે ફરીથી તોડી નાખવાથી તેણે પણ દુરસ્ત કર્યો હતો. સૌરાષ્ટ્રના સ્થાનીક શાહ રાજાઓએ ઇ. સ. પુર્વે પેહેલી સદીથી તે ઇ. સ. ની ૩ જી સદી આખરસુધી રાજ કર્યું લાગેછે. શાહ પછી કનોજના ગુપ્ત કોમના માહારાજાઓના સેનાપતી આવ્યા, જેઓ જુનાગઢ પાસે વંથલીમાં રહીને રાજ કરતા (ઇ. સ. ૪૦૦). પાછલના સેનાપતીઓ સૌરાષ્ટ્રના રાજા થઇ પડ્યા. વંથલીમાં પોતાના સુબાઓ મુકીને વલ્લભીનગર જેને હાલ વળા કહેછે ત્યાં તેઓએ રાજગાદી સ્થાપી (ઇ. સ. ૪૮૦?). જ્યારે ગુપ્ત રાજાઓ પદભ્રષ્ટ થયા ત્યારે વલ્લભીપુરના રાજાઓએ આગળ વધીને કચ્છ, લાટ દેશ (પૂર્વ તરફનું ગુજરાત) અને માળવા તરફ પોતાનું રાજ ફેલાવ્યું. તેઓનાં આપેલાં ત્રાંબાના પત્ર, વળાની જમીનમાંથી એટલાં બધાં નીકળ્યાંછે કે તેમાંથી સદરહુ વંશના ૧૭ રાજાઓની વંશાવળીનું ઝાડ બનાવવા સાધન મળી આવ્યાંછે. છેલામાં છેલું જે ત્રાંબાપત્ર હાલ સુધી મળેલછે તેમાં ઇ. સ. ૭૨૨ ની તારીખછે. તેમના વખતમાં (ઇ. સ. ૬૩૨–૬૪૦) બુદ્ધ ધર્મનો જાત્રાળુ હીવાનસંગ "ફલપી" ના રાજમાં ગયો હતો, અને તેણે ત્યાં ૧૦૦ મઠમાં છ હજાર શીષ્યો રહેતા જોયા હતા. પછી તે સૌરાષ્ટ્ર દેશ ગયો કે જે તે વખતે વલ્લભીને તાબે હતું. ત્યાં ઉજ્જયંત (ગીરનાર) પર્વત ઉપર પથરની અંદર કરેલા ઓરડા તથા પરસાળવાળા મઠ તેના જોવામાં આવ્યા હતા. આ મુલકના રહેવાશીઓ વીશે તેણે એવું વર્ણન કર્યુંછે કે તેઓ દરીઆઇ વેપારી લોકોછે, રીતભા-

તમાં ઠંડાછે, દેખીતા ઠીક, પણ વિદ્યા ભણવાના આગ્રહી નથી, જમીન ખારી, અને ફુલ તથા ફળની તંગીછે.

વલ્લભીનો નાસ શી રીતે થયો તે બરોબર જાણવામાં નથી. કદાચ સીંધમાંથી આવેલ હુમલો કરનાર મુસલમાનોએ તેનો નાશ કીધો હોય (ઇ. સ. ૭૨૦?) વલ્લભી પછી ગુજરાતના રાજનું સ્થળ કાઠીઆવાડની સરહદની બાહાર ઉત્તરમાં થયું, અને તે ઇ. સ. ૭૪૬ થી ૧૨૯૭ સુધી અણહીલવાડમાં રહ્યું. દરમીયાન વંથલીનો સુબો સ્વતંત્ર થઇ પડ્યો અને તેના વંશમાંથી જુનાગઢના ચુડાસમાનું કુટુંબ નીકળ્યું. દંતકથા પ્રમાણે સીંધમાંહેની સમા જાત જેમાંથી જાડેજા પણ નીકળેલછે તેની સાથે ચુડાસમાનો સંબંધ હોય એમ જણાયછે. તે વખત જુનાગઢ-વંથલીના ચુડાસમા શીવાય ઢાંક,* દેવ પાટણ અને બીજી જગોએ બીજાં નાનાં નાનાં રાજ્યો સ્થપાણાં હતાં. અને સૌરાષ્ટ્રની પશ્ચિમે જેઠ-વાઓ બળવાન થઇ પડ્યા. અણહીલવાડના ચાવડા અને સોલંકી રાજાઓએ કેટલીક વખત આ રાજ ઉપર હુમલો કરવા સારૂ આ મુલક ઉપર ચઢાઇ કરી હતી. પરંતુ જેઠવા અને ચુડાસમા રાજાઓ તાબે થયા નહીં.

ઇ. સ. ૧૧૯૪ માં મુસલમાનોએ અણહીલવાડ લુંટયું અને આખરે તેમણે ઇ. સ. ૧૨૯૭ માં સર કર્યું.

અણહીલવાડના રાજાઓએ ઉત્તર કાઠીઆવાડમાં ઝાલાઓને વસાવ્યા, અને ગોહલ રજપુતો પણ (જે હાલ પુર્વ કાઠીઆવાડમાંછે) તેઓ ૧૩ મા સૈકામાં ઉત્તર દીશામાંથી આવ્યા, અને જેમ જેમ મુસલમાનોની જીત થતી ગઇ તેમ તેમ તેઓ હઠતા ગયા, અને અણહીલવાડની પડતીમાં તેઓ પોતાને માટે નવાં ઠેકાણાં મેળવતા ગયા.

જાડેજા અને કાઠીઓ તો પશ્ચિમમાંથી કચ્છમાં થઇને કાઠીઆવાડમાં આવ્યાછે.

વારતા એમ ચાલેછે કે તેરમા સૈકાના પાછલા ભાગમાં સીધમાંથી જામ ઉનડે જેઠવાના મુલક બરડા ઉપર ચડાઇ કરી, અને તેમની

---

*આ રાજ જાડેજાઓએ લઇ લીધુંછે અને હાલ તે ગોંડલ તાબેછે.

રાજધ્યાનીના શેહેર ધુમલીને ઘેરો ઘાલ્યો. જામ ઉનડનો હુમલો નીષ્ફળ ગયો, પરંતુ તેના દીકરા બામણીને તે નામોસી ભરેલું લાગવાથી પાછો આવી ધુમલીનો નાશ કર્યો, એટલે જેઠવાઓ પાછા હઠીને તેમની હાલની રાજધાની પોરબંદર પાસે છાયા છે ત્યાં ગયા. બરડાના બે ડુંગરો વચે એક નાળુંછે તેના મુખ આગળ હજી પણ ધુમલીનાં ખંડેર કાયમછે. એમ કેહેવાયછે કે, બામણી સીંધમાં પાછો ન જતાં, કચ્છમાં ગયો અને ત્યાં પોતાનું રાજ સ્થાપ્યું. તેરમી સદીની સરૂવાતમાં અસલના જામ સીંધમાં સમા જાતના નાના નાના રાજાઓ હતા, એમ જણાયછે. તેઓએ કચ્છ ઉપર સ્વારી કરીને ત્યાંથી ચાવડા અને વાઘેલાઓને કાઢી મુક્યા, અને પોતે રાજકર્તા થઇ પડયા. સમાઓમાંથી ઘણી શાખાઓ નીકળી જેમાં એક શાખાનું નામ તેમના બાહાદુર સુરા હાલા જામ ઉપરથી હાલા એવું પડ્યું. ઇ. સ. ૧૫૩૭–૩૯ માં જામ રાવલ હાલાએ મોટી શાખાના જામ હમીરજીને મારી નાખી તેમની ગાદી પચાવી પાડવાને યત્ન કીધો, પણ તેને હાંકી કાઢવાથી તે કાઠીઆવાડમાં આવ્યો અને નવાનગર સ્થાપ્યું, જે હાલના વખતમાં આ દ્વિપકલ્પની અંદર જાડેજાનું પેહેલા નંબરનું સ્વસ્થાનછે (ઇ. શ. ૧૫૩૯). જે હમીરજીને મારી નાંખ્યો હતો તેના દીકરા રાઓ શ્રી ખેંગારજીએ ભુજ સ્થાપ્યું અને તેમાંથી કચ્છના રાઓની ઉત્પતિ થઇ. ૧૬૯૭ માં ભુજના પાટવી કુમાર રવાજીને તેના ભાઇ પ્રાગમલજીએ મારી નાખ્યો, અને તે ગાદી પચાવી પડયો. તે રવાજીના વંશજોએ મોરબી મેળવ્યું, જે કાઠીઆવાડમાં જાડેજાનું બીજા નંબરનું સ્વસ્થાનછે, અને ત્યાં તેઓ સ્વતંત્ર થયા. બીજા જાડેજાના તાલુકાઓ નવાનગરથી ઉતરેલાછે. જાડેજાઓ કાઠીઆવાડના પશ્ચિમ પ્રાંતમાં રાજ કરેછે તે હાલારના નામથી ઓળખાયછે.

કાઠીઓ ઘણુંકરીને પુર્વે કચ્છના રેહેનાર હતા. ત્યાંથી તેમને પંદરમી સદીમાં જામ અબડાની સરદારી નીચે સમા લોકોએ કાઢી મુક્યા તેથી તેઓ કાઠીઆવાડમાં આવીને થાનમાં વસ્યા. થાનમાંથી તેમણે પરમાર* જાતના રજપુતો, જેમને વઢવાણના વાઘેલા રાજાઓએ વસાવ્યા હતા, તેમને હાંકી કાઢ્યા. વઢવાણ તે વખતે ઝાલાવાડનું મુખ્ય શેહેર હતું. કાઠીઓએ ત્યાં

*પરમાર હવે ઝાલાવાડમાં ફકત મુળીમાંછે.

કંડોલા ડુંગર ઉપર સૂર્યનું અસલી દેવળ ફરીથી બાંધ્યું, અને ઇ. સ. ૧૬૯૦ માં સુજાતખાં સુબાએ તેમને વીખેરી નાખ્યા ત્યાંસુધી તેઓ થાનમાં રહેતા હતા, અને ત્યાર પછી તેમની જગ્યાએ ઝાલા આગળ વધ્યા. થાન હાલ લખ્તરના ઝાલા તાલુકાનો ભાગછે. ત્યાર પછી કાઠીઓ તેમની હાલની જગ્યાએ આવ્યા એટલે કે ખાચરો ચોટીલે, ખવડો સાયલે,* વાળાઓ ચીતળ, અને ખુમાણ હાલ ભાવનગરને તાબે સાવરકુંડલાછે ત્યાં ગયા. આ ઠેકાણાં, તેમજ પાછળથી તેમણે જે મુલક મેળવેલો તે મળી, ગોહલવાડ અને સોરઠ વચ્ચે, કાઠીઆવાડની પુર્વ તરફનો જમીનનો મોટો ભાગ તેમના તાબામાંછે.

મુસલમાન સુબાઓ ૧૨૯૭–૧૪૦૩.

ગીઝનીના મહમદે સોમનાથની લુટ કરી (ઇ. સ. ૧૦૨૪) અને પછી અણહીલવાડ સરણ થયું (૧૧૯૪), ત્યાર બાદ ખીલજી અને તઘલખ વંશવાળાએ ગુજરાતની જીત કરી તે ઘણી મુદત રહી. અલાઉદ્દીન ખીલજીના સરદાર અલફખાંએ ઇ. સ. ૧૨૯૭ માં અણહીલવાડમાંથી છેલા વાઘેલા રાજાને કાઢી મુક્યો. પણ તે વખતે કાઠીઆવાડમાં હમેશને માટે રેહેઠાણ કરવાને બદલે વખતો વખત તેના ઉપર હુમલો કરવાનો રીવાજ હતો. ઇ. સ. ૧૩૪૭ માં મહમદ તઘલખે જાતે પીરમ કહેવાયછે ગોહેલ રાજા મોખરાજી ઉપર હુમલો કરી તે ટાપુમાંથી તેને હાંકી કાઢ્યો, અને ત્યાંથી આવી ઘોઘાને કીનારે તેને હરાવ્યો. થોડાંક વરસ પછી ગીરનારના ચુડાસમા પાસેથી પણ તેણે ખંડણી લીધી. ૧૩૯૪ માં ગુજરાતના સુબા જાફરખાંએ જુનાગઢના રા પાસેથી ફરીથી ખંડણી લીધી અને સોમનાથના દેવાલયનો નાશ કર્યો. આ જાફરખાંન ગુજરાતના પેહેલા મુસલમાન રાજાનો બાપ થાય.

અમદાવાદના સુલતાન ૧૪૦૩–૧૫૭૩.

આ રાજાઓ, જેમાના ત્રીજાએ અમદાવાદ બાંધ્યું. તેઓએ ઇ. સ. ૧૪૦૩ થી ૧૫૩૫ સુધી સારી જાહોજલાલીમાં રાજ કર્યું; અને ૧૫૩૫ માં હુમાયુંએ બાહાદુરશાને હરાવ્યો ત્યારથી તે ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીત્યું ત્યાં સુધી નબળી હાલતમાં તેઓનું

*આહીં હવે ઝાલાનું રાજછે.

રાજ રહ્યું. અમદાવાદના રાજાઓએ તેમના વખતમાં કાઠીઆવાડના ખંડીઆ રાજાઓને, અને તેમાં વીશેષ કરીને ઝાલાવાડ અને ગોહલવાડના રાજાઓને, વધારે તાબે કર્યા. તોપણ તેમની ખંડણી ઉઘરાવવાને હથીયારબંધ લશ્કરની જરૂરીયાત કદી બંધ પડી નહોતી. ઇ. સ. ૧૪૧૪ માં આહમદશાહે ગીરનારના રાને લડાઇમાં હરાવ્યો, અને જુનાગઢના નીચેના કીલ્લા ઉપર છાપો માર્યો. ઇ. સ. ૧૪૬૭ માં મહમદશા બેગડાએ જુનાગઢના કીલ્લા ઉપર હુમલો કર્યો, પરંતુ રામંડલીક તાબે થાતાં તે વખત પાછો ગયો, અને છેવટ ચુડાસમાને પાયમાલ કરી નાખવાના પકા હેતુથી તે પાછો ચડી આવ્યો. તે વખત તેણે જુનાગઢના રાને મુસલમાની ધર્મ કબુલ કરવા હુકમ કીધો. તેથી રા રાતની વખતે પોતાના કીલ્લામાં જતો રહ્યો, પણ કીલ્લા ઉપર લાંબો વખત ઘેરો રહેવાથી રાએ કીલ્લો છોડી દીધો અને તેની કુંચીઓ રાજાને આપી દીધી. ઇ. સ. ૧૪૭૨માં સોરઠ ગુજરાતના રાજ્યનો એક પ્રાંત થઇ પડયો, અને ત્યાર પછી રાજાના સુબાઓ જુનાગઢમાં રહીને રાજ ચલાવતા હતા. ચુડાસમા બાહાર વીખરાઇ ગયા, જે હવે ફક્ત કાઠીઆવાડના નાના નાના તાલુકામાં અને છુટક છુટક ગામોમાં જણાયછે. મુસલમાનોએ જુનાગઢને મુસ્તફાબાદ એ નવું નામ આપ્યું; ત્યારબાદ થોડે વખતે મહમદ બેગડાએ દ્વારકાં અને કચ્છ સર કર્યા.

અમદાવાદના રાજાઓ વેપારને કાળજીથી ઉત્તેજન આપતા, અને માંગરોળ, વેરાવળ, દીવ, ઘોઘા અને ખંભાત એ બંદરોને સારી સ્થીતીમાં લાવ્યા હતા. ૧૫૨૮ના અરસામાં કીનારાના લોકોને પોરચુગીઝ લોકો તરફની ધાસ્તી લાગતી હતી. બાહાદુરને હુમાયુંએ હરાવ્યા બાદ તેણે દીવમાં આશરો લીધો હતો, તે વખત તેણે પોરચુગીઝ લોકોને કોઠી બાંધવા પરવાનગી આપી હતી. આ કોઠીનો તેમણે કીલ્લો બનાવ્યો, અને તેઓના નૌકાધીપતીને વાહાણમાં મળીને બાહાદુરશાહ પોતાની હોડીમાં જેવો પાછો આવતો હતો, તેવો તેને તે લોકોએ દગાથી મારી નાખ્યો (ઇ: સ. ૧૫૩૬). એ ટાપુ તથા કીલ્લો હજી પણ પોરચ્યુગીઝને તાબેછે,

અકબરે ગુજરાત જીતી લીધું (ઇ. સ. ૧૫૭૩), ત્યારથી તે મરાઠા લોકોએ બાદશાહી સત્તા દબાવી દીધી (ઇ. સ. ૧૭૫૭), ત્યાંસુધી ગુજરાતમાં દીલ્લીથી આવેલા સુબાઓએ રાજ કર્યું.

મોગલ બાદશાહના સુબા ૧૫૭૩–૧૭૫૭.

આ વખતે જુનાગઢનો મુસલમાન સુબો, નવાનગરના જામની મદદવડે, ફતેમંદીથી મોગલના સુબા સામે પેહેલ વેહેલો થઓ જણાયછે. તે વખતે સોરઠનો સુબો તથા જામ એ બે આ દ્વિપકલ્પમાં-મુખ્ય સત્તાધીસ હતા, અને ગુજરાતનો રાજા, ત્રીજો મુજફર, જે નાસતો ફરતો હતો તેને બાદશાહી સુબાના વીરૂદ્ધ મદદ આપવામાં એ બંને જણા એકઠા મળ્યા હતા (ઇ. સ. ૧૫૮૪–૧૫૯૧). ઇ. સ. ૧૫૯૦ માં ધ્રોળ આગળ એક લડાઇ થઇ, જેમાં જામનો દીકરો અને પ્રધાન એ બે મરણ પામ્યા, અને મુજફર, જામ અને સોરઠનો દોલતખાન હાર્યા, અને જુનાગઢમાં ભાગી ગયા. પછી તે કીલ્લો પણ શરણ થયો, દોલતખાનને જખમ લાગેલ તેને લીધે તે મરણ પામ્યો, જામ તાબે થયો, મુજફરે આત્મઘાત કર્યો અને આખર સુબાનો દીકરો સોરઠનો હાકેમ થયો. ઇ. સ. ૧૬૧૬ માં, મહી નદી ઉપર જાંહાંગીર બાદશાહને માન આપવા જામ ગઓ હતો. પરંતુ ૧૬૩૨માં, બાદશાહના રાજમાં ગડબડાટ હતો તેનો લાભ લઇને જામે ખંડણી આપી નહીં. અને ૧૬૪૦ માં તેણે પોતાને ત્યાં ટંકશાળ સ્થાપીને કોરી પાડવા માંડી. પણ તે ઉપરથી આજીમખાન સુબાએ ચઢી આવી તેને તાબે કર્યો. આથી પણ વધારે મોટી દુર્દશા નજીક હતી. ઇ. સ. ૧૬૬૩માં જામ રણમલજી, એક ખોટો દીકરો લાખા નામનો મુકી ગુજરી ગયો, પણ તે લાખાને તેના કાકા રાયસીંગજીએ દુર કર્યો. લાખા તરફથી સુબાની મદદ માગવામાં આવતાં તેણે નવાનગર ઉપર કુચ કરીને તે જીતી લીધું, અને તેનું નામ ઇસલામનગર પાડ્યું. ત્યાર બાદ ૧૬૬૮ માં સોરઠના સુબાના હવાલામાં ઇસલામનગર સોપ્યું, તે સને ૧૬૭૩ સુધી બાદશાહી રાજના પ્રાંત તરીકે રહ્યું. પણ ઇ. સ. ૧૬૭૩ માં, રાયસીંગજીના દીકરા જામ તમાચીને કેટલીક શરતોથી ગાદી પાછી આપી, તથા હાલારના જાડેજા રજપુતના ૨૫ નાના તાલુકા તેના અખત્યાર તળે રાખ્યા. તોપણ ઇસલામનગર શેહેરતો

એક મુસલમાન અમલદારના તાબામાં રાખ્યું હતું, અને જામ પોતે ઔરંગઝેબના મૃત્યુ સુધી ખંભાળીઆમાંજ રેહેતો હતો.

ઉપર કેહેવામાં આવ્યું છે કે ૧૬૯૨ માં સુજાતખાન સુબાએ થાન ઉપર હુમલો કરીને કાઠીઓને વીખેરી નાંખ્યા હતા.

ઇ. સ. ૧૭૦૫ માં ગુજરાતમાં મરાઠાઓ દાખલ થયા. તેઓએ મુસલમાન સુબા અને સરદારો ઉપર હળવે હળવે ધસારો કરીને ૧૭૩૫ માં સોરઠમાંથી પેશકસી ઉઘરાવવા માંડી, ત્યારથી આ પ્રાંતમાં મુલકગીરીની સવારી બમણી આવવા લાગી, એક દીલ્લીના સુબાની, અને બીજી દામાજી અથવા ખંડેરાવની. તેથી દીવસે દીવસે ગડબડ વધતી ગઇ, તેની અંદર બાહાદુર મુસલમાન અમીરો પોતપોતાને માટે તાલુકા સ્થાપવા મંડી પડ્યા. આ ગડબડના વખતમાં શેરખાન બાબી, જે તે વખત પ્રસીદ્ધ કુંટુંબનો હતો તે એક કરતાં વધારેવાર જુનાગઢ અને ધોધામાં અમલદાર થયો હતો, તેને આખરે ૧૭૫૭ માં સદાશીવ રામચંદ્રે તથા શીઆજીરાવ ગાએકવાડે સોરઠના ડેપ્યુટી સુબા તરીકે બાહાલ કર્યો. તેના વંશજો જુનાગઢના નવાબછે. અને જ્યાં જ્યાં બની શક્યું ત્યાં ત્યાં ગાએકવાડે પણ પોતાનો ખાસ અમલ બેસાર્યો. આ રીતે ઇ. સ. ૧૭૪૨ થી ૧૭૬૫ સુધીમાં અમરેલીના માહાલ તેણે મેળવ્યા અને તે હાલ ગાયકવાડના તાબામાંછે.

મરાઠા ઇ. સ. ૧૭૦૫.

ઇ. સ. ૧૭૬૦ સુધીમાં મરાઠાની સત્તા ગુજરાતમાં બરોબર સ્થપાણી. તે પછી અરધા સૈકા સુધી કાઠીઆવાડના ખંડીઆ રાજાઓને ભાગ્યેજ આરામ રહ્યો. દર વરસ શીવરામ ગારદી યાને આપાજીની સ્વારી તળે મુલકગીરી લશ્કર આ મુલકમાં આવતું. જો કોઇ રાજા બળવાન હોય તો તે સામો થતો, અને જો તે માર ખાય તો ખંડણી આપે, એવી રીતભાત હતી. વળી તેઓ અંદર અંદર પણ નાની નાની લડાઇઓ કરતા. ધ્રાંગધ્રા અને વઢવાણના સ્વારો વચ્ચે એક વખત એક બકરામાટે તકરાર પડી હતી, તે માટે ચાર ગામ શીવાય વઢવાણનું દરેક ગામ ઉજડ થયું ત્યાં સુધી ઝાલાનાં સ્વસ્થાનો માંહોમાંહે વઢ્યાં. વળી ભાવનગરના સાહસીક રાવળ વખત-

સીંહે ચીતળના વાળા કાઠીઓને પાયમાલ કરી મુક્યા. તથા જામે અને નવાબે જેતપર અને મેંદરડા પાસેથી નવી ખંડણી લેવા માંડી. આખરે સન ૧૮૦૩ માં કેટલાક નબળા તાલુકદારોએ વડોદરાના બ્રીટીશ રેસીડેન્ટ પાશે આશરો માગ્યો, તેમાં નામદાર ઇંગ્લીશ કમ્પની બાહાદુરને પોતાનો મુલક સોંપી દેવાનું કબુલ કર્યું. આ અરજ વીશે રેસીડેન્ટ સાહેબ નીચે પ્રમાણે લખેછે. "કાઠીઆવાડના તાલુકા કબુલત પ્રમાણે ખંડણી આપે તે શીવાય તેઓ સ્વતંત્રછે, અને બીજા રાજા સાથે સંબંધ કરવા તેમને છુટછે. તેઓ કોઇ જાતની નોકરી કરવા બંધાએલા નથી. અને પેશવા અથવા ગાયકવાડ પોતાની ખંડણી માગ્યા શીવાય કાઠીઆવાડમાં બીજી કોઇ જાતની સતાનો દાવો રાખતા નથી."

વાકર સાહેબનો રીપોર્ટ પા. ૭૨.

ગાયકવાડની જમાબંદી કાયમ રહે તેમાં સરકારનું હીત રહેલું હતું તેથી આ વાત ઉપર સરકારે બરોબર લક્ષ આપ્યું. ૧૮૦૭ માં નામદાર કુંપનીના તથા ગાએકવાડના લશ્કરો સાથે રેસીડેન્ટ કરનલ વાકર સાહેબ, કાઠીઆવાડમાં પરદેશી હુમલા તથા અંદર અંદરની લડાઇઓ થતી બંધ પાડવાની મતલબથી, આ પ્રાંતમાં દાખલ થયા. તેમણે તાલુકદારો પાશેથી દસ્તાવેજ લખાવી લઇને બંદોબસ્ત કર્યો, તેમાં (૧) હમેશને માટે મુકરર કરેલી પેશકસીની રકમ ખુશીથી આપવા તથા (૨) એક બીજા તરફ સલાહ સંપ રાખવા તથા પોતાના મુલકમાં પકો બંદોબસ્ત રાખવાને તેઓ બંધાણા.* તેના બદલામાં

બ્રીટીશ સરકારનું દરમીઆન આવવું, ઇ. સ. ૧૮૦૭.

*આ કબુલતો શીવાય, કરનલ વાકર સાહેબે મુખ્ય મુખ્ય જાડેજા રાજાઓ પાસે, કન્યા હત્યાનો રીવાજ જે તે વખત કાઠીઆવાડમાં તેઓની કોમની અંદર મશહુર હતો, તે છોડી દેવાને કબુલ કરાવ્યું. અંગ્રેજના આવવા પેહેલાં સેંકડો વરસની અંદર ભાગ્યેજ એક પણ દીકરી જીવતી રાખવામાં આવી હશે, અને વાકર સાહેબે કબુલતો લીધી તે પછી પણ ઘણાં વરસ સુધી આ બાબતમાં જુજ સુધારો જોવામાં આવતો હતો. પછી અંગ્રેજ સરકારે તમામ બાળકોના જન્મ તથા મરણની નોંધ રાખવા માટે

મુલકગીરી લશ્કરની ચઢાઇ બંધ પાડી. ઇ. સ. ૧૮૧૭ માં પેશવાએ કાઠીઆવાડની પેશકસીનો પોતાનો ભાગ બ્રીટીશ સરકારને સ્વાધીન કર્યો. અને ૧૮૨૦ માં ગાયકવાડે પોતાની પેશકસી બ્રીટીશ સરકાર વસુલ કરી આપે એવી કબુલત આપી, તથા કાઠીઆવાડમાં પોતાનું લશ્કર ન મોકલવા અને બ્રીટીશ સરકારની મારફત શીવાય કોઇ પણ રાજા પાસે પેશકસી ન માગવા કબુલ કર્યું, તેથી ઇ. સ. ૧૮૨૨ પછી કુલ સર્વોપરી સત્તા મુંબઇ સરકારના તાબામાં રહીને પોલીટીકલ એજંટ સાહેબના હવાલામાં સોંપવામાં આવીછે.*

બ્રીટીશ સરકારની સર્વોપરી સત્તા ઇ. સ. ૧૮૨૨.

આ ઉપરથી એમ જણાસે કે કાઠીઆવાડમાં પેશકસીની રકમ હમેસને માટે મુકરર કરેલીછે. તથા સામાન્ય હકુમત વીસે એમ કેહેવાય કે જે પ્રાંતમાં બ્રીટીશ કાયદા લાગુ નથી તેવા પ્રાંતમાં લોકોના કલ્યાણાર્થે જે અખતીયાર સરવોપરી સત્તા વાપરે તેવો અખતીઆર આંહીં ચલાવાયછે. રાજાઓની પોતપોતાના મુલકની અંદરની સ્વતંત્રતા સાવચેતીથી કાયમ રાખવામાં આવીછે. પણ જ્યારે (૧૮૩૧ માં) એમ માલુમ પડયું કે કેટલાક નાના તાલુકદારો ગુન્હાને માટે સજા કરવા શક્તિવાન

---

સેન્સર નીમ્યાં, અને તેમને હુકમ કર્યો કે એ જાતના લોકોને ઘેર ઘેર જઇ તજવીજ કરીને જો કાંઇ શક પડતાં મરણ તેમને માલુમ પડે તો જાહેર કરવું. તેમજ દીકરીને બચાવનારને ઇનામ તથા તેનાં લગ્ન કરવામાં રૂપીઆની મદદ ગરીબ લોકોને આપવાની રીત દાખલ કરી. આ ઉપાયોથી હળવે હળવે સદરહુ દુષ્ટ રીવાજ હવે તદન નીકળી ગયોછે, અને લખવાને ખુશી ઉપજેછે કે ગયા ચાળીશ વરસની અંદર એક પણ કન્યા હત્યાનો દાખલો સાંભળવામાં આવ્યો નથી.

*કરનલ વાકર સાહેબના બંદોબસ્તમાં જે કાંઇ અપૂર્ણતા તથા ખામી માલુમ પડી હતી, તે આ પ્રાંતના પેહેલા પોલીટીકલ એજંટ કપ્તાન બાર્નવેલ સાહેબે સુધારી પુરી પાડી, જેમકે (૧) બાબરીઆવાડ અને ઊંડસરવૈયાની પેશકસી તેમણે નકી કરી, તેમ બીજા કેટલાક તાલુકાઓ જેનાં ગામો એક બીજા સાથે ભળી ગયાં હતા અને જેને માટે તકરારો ઉઠી હતી તેની પણ રકમ તેમણે સુધારી, અને (૨) જુનાગઢની જોરતલબીનો ઠરાવ કર્યો તથા (૩) સ્વસ્થાનો સાથે અફીણ સંબંધીનો બંદોસસ્ત પણ તેમણે કર્યો.

નથી, ત્યારે જે ગુન્હેગારોને સ્થાનીક અમલદારો તપાસ કરી શકે નહીં તેવાનો ઇનસાફ કરવા સારૂ પ્રમુખ તરીકે એક બ્રીટીશ અમલદાર તથા દેસી આસેસરોના સમુહથી એક મુખ્ય ફોજદારી કોર્ટ સ્થાપવામાં આવી. તે છતાં પણ કાંઇ ખામી રહી હતી. લોકોમા સલાહસંપ તથા શાન્તી હજી આવી નહોતી, શેહેર સુધારો પ્રસર્યો નહતો, ન્યાયનું ખાતું સ્થાપ્યું નહોતું, દેસની અંદર બારવટીઆ તથા હથીઆરબંધ રાખેલાં માણસો પુષ્કળ હતાં. આટલા બધા નાના તાલુકાની અંદર વહીવટ કરવાનો કાંઇ નમુનો અગર રાજ ચલાવવાની યોગ્ય રીત નહોતી. મોટા અને નાના તાલુકદારોના અખતીઆરમાં શો ફેરછે તે જાણવા માટે કાંઇ નક્કી કરેલ ધારો અથવા હદ બાંધી નહોતી; ફકત એટલુંજ નીર્માણ થયું હતું (૧૮૫૭ માં) કે પેહેલા અને બીજા વર્ગના તાલુકદારોને દેહાંત શીક્ષા આપવાનો અખતીઆરછે. તે સીવાય બીજા કોઇને તે હક હતો નહીં. નાના તાલુકદાર ઉપર કાંઇ ઇનસાફી દેખરેખ નહોતી. કોઇ પણ તાલુકામાં નીયમસર કોર્ટો અથવા કાયદા નહોતા. રાજા રાજાની વચે, અને રાજા અને ભાયાતોની વચે જમીન વીસે દીવાની તકરારનો નીકાલ કરવા સારૂ પોલીટીકલ એજંટ સાહેબ રાજપ્રકરણી રીતે દરમીઆન આવતા હતા, પણ ભાગ્યેજ કોઇ મુકદમાનો ચુકાદો થતો. ઇ. સ. ૧૮૬૦ માં આકટીંગ પોલીટીકલ એજંટ મી. કીનલૉક ફારબ્સ સાહેબે પોતાનો મત જણાવ્યો કે કાઠીઆવાડ હજી એવીને એવી સ્થીર હાલતમાંછે, બલકે પાછલ હટતું જાયછે; અને જો દેસી રાજ્યોમાં કાંઇ નવો સુધારો કરવામાં નહીં આવે તો બ્રીટીસ સરકારને વધારે દરમીઆન આવવાની ઘણી જરૂર રેહેશે.

ત્યાર પછી થોડાક વરસે કરનલ કીટીંજ સાહેબે ધારેલો સુધારો દાખલ કર્યો, અને તેઓ સાહેબે કાઠીઆવાડમાં રાજ કરવાની રીત વધારે આકરા ધોરણ ઉપર લાવી મુકી. તેથી કુલ અખત્યારવાળા રાજાઓ (પેહેલા અને બીજા વર્ગના) ની હકુમતમાં કાંઇ ફેરફાર થયો નહીં, પરંતુ બાકીના તાલુકદારો (ત્રીજાથી સાતમા વર્ગ સુધીના) ની સત્તા નક્કી કરીને તેના વર્ગ પાડ્યા. નાના નાના તાલુકાઓને થાણદારોના

તાબામાં મુક્યા, એવા થાણદારો હાલ ૧૪* છે. ઝાલાવાડ, ગોહલવાડ, સોરઠ અને હાલાર પ્રાંત એવા ચાર રાજ પ્રકણી વીભાગ પાડ્યા. આ ધોરણ પ્રમાણે પ્રાંતના અધીકારી સાહેબો પ્રાંત માહેના નાના તાલુકા માટે ફોજદારી અને દીવાની જડજછે, તથા મોટા તાલુકા માટે રાજપ્રકણી એજંટછે. માજીસ્ત્રેટો અને થોડા અખતીઆરવાળા તાલુકદારો તરફથી કેસ કમીટ થાએ, તેનો ઇનસાફ મુખ્ય ફોજદારી કોર્ટ કરેછે, તેમાં પ્રમુખ્ય તરીકે પોલીટીકલ એજંટ સાહેબ પોતે બેસે અથવા પોતાના તાબાના અમલદારને† પ્રમુખ બનાવે. નીચલી કોર્ટના ઠરાવ ઉપર અપીલ પણ પોલીટીકલ એજંટ સાહેબ સાંભળેછે, અને "રીવીઝન" તથા દેખરેખની સતા પણ ચલાવેછે. આ નવું ધોરણ થતાં રાજા અને તેમની રૈયત વચેની તકરારમાં દરમીઆન આવવાનો રીવાજ છોડી દેવામાં આવ્યો, અને રૈયતને ઇનસાફ માટે પોતપોતાના રાજાઓ પાસે જવા કહેવામાં આવ્યું.

સુધારો અને રાજ્ય કારોબાર.

૨૧. પ્રાંતના રાજકારભારમાં ઉપર પ્રમાણે સુધારા કર્યા, તે શીવાય મેહેરબાન કરનલ કીટીંજ સાહેબે, સન ૧૮૬૩ ની સાલમાં, એક બીબાનું છાપખાનું સ્થાપી, સરકાર તથા પોલીટીકલ એજંટ સાહેબ તરફથી વખતો વખત જે હુકમો તથા ધારા થાય તેથી એજન્સીના અમલદારોને તથા સંસ્થાનના રાજા તથા પ્રજાને વાકેફ કરવાના ઇરાદાથી "એજન્સી ગેજીટ" એ નામનું સરકારી પત્ર કાઢ્યું, જે તમામ તાલુકદારો લવાજમ આપી લેછે. આ પત્ર દર અઠવાડીએ છપાયછે, અને વારશીક લવાજમ ટપાલ ખરચ શીવાય રૂ. ૮) છે. ગેજીટ છાપ્યા ઉપરાંત એજન્સીનું છાપવાનું તમામ કામ એ છાપખાનામાં થાયછે.

૨૨. સન ૧૮૬૩ માં જે મુખ્ય સુધારા થયા હતા તેની સામે વીરૂદ્ધતા ઘણી થઇ, અને બારવટું પણ વધતું ગયું. વાઘેર લોકોએ માહારાજા ગાયકવાડ વીરૂધ કાઠીઆવાડના નારાજ થયેલા લોકો સાથે મળી જઇ મુલકમાં ઘણું તોફાન મચાવ્યું. પરંતુ સખ્ત ઉપાયો કામે લગાડવાથી, જો કે

---

*આ વખતે ૧૬ છે.
†ઘણું કરીને જુડીશીયલ આસીસ્ટંટ સાહેબ.

એ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબના જાન ગયા, તો પણ આખર વાઘેરના બળવાનું મુળ ગયું. તેમ બારવટીઆ લોકોને પણ પારીપત્ય કર્યા. અને મોટા મોટા રાજાઓને પોતાની ઇનસાફની કોર્ટોમાં સુધારો કરવા સારૂ એજન્સી તરફથી વખતો વખત સલાહ આપવામાં આવી.

૨૩. તેમ છતાં પણ અસંતોષ ઘણો રહ્યો હતો, કારણ કે ગરાશીઆ ઓને રાજાઓ તરફથી ઇનસાફ મલતો નહીં. એક તરફથી બારવટે જવાને તેમને પ્રતીબંધ થયો હતો, અને બીજી તરફથી હકુમત ન હોવાને લીધે એન્જસી તેમની ફરીઆદ સાંભળવા ના પાડતી હતી; આ હરકત દુર કરવાને સરકારે ઘણી કોશીસો કરી. આખરે સન ૧૮૭૩ માં રાજાઓએ, પોતાના ભાયાતો ઉપરની હકુમત બ્રીટીશ અમલદારના અધ્યક્ષપણા નીચે એક કોર્ટને સોંપવા કબુલત આપી, તે એવી રીતે કે તે કોર્ટ રાજા અને ભાયાતો વચે અંદર અંદરના હકો તથા જવાબદારીનો તપાસ કરી છેવટને માટે ચુકાદો આપે, અને તેની સાથે તેમના ગરાસની માપણી પણ થાય, તેમાં જો સરહદની કાંઇ તકરાર હોય તો તેનો પણ ચુકાદો સદરહુ કોર્ટ કરે. બ્રીટીશ સરકારે આ ગોઠવણ મંજુર રાખી અને આ રીતે રાજસ્થાનીક કોર્ટ શરૂ થઇ.

૨૪. આ ગોઠવણથી તમામ જાગીરદારોનો અસંતોષ મટી ગયો. પરંતુ જે ભયંકર લોકોને અપહરણ, ધોરી રસ્તાની લુંટ, અને એવા બીજા ગુન્હા કરવાની અતીસે ટેવ પડી હતી અને જેને દાબમાં રાખવા કર્નલ કીટીંજ સાહેબે હથીયારના પરવાનાની રીત દાખલ કરેલી તેવા લોકોને માટે વધારે સખ્ત ઉપાયો લેવાની જરૂર રહી હતી.

૨૫. આ ભયંકર લોકો માટે પાછળથી મેહેરબાન પીલ સાહેબના વખતમાં પકો બંદોબસ્ત થયો. તેમણે પરવાનાની રીતમાં કેટલોક ફેરફાર કરી ગામઠી પોલીસના બંદોબસ્તમાં પુરેપુરો સુધારો કર્યો, અને તેમની યોજના લોકોની બુદ્ધીને તથા દેશના રીવાજને અનુકુળ હોવાથી ફતેમંદ થઇ પડીછે.

૨૬. આ પ્રાંત માંહેના સહુથી ઉપયોગી ખાતાંઓ પૈકી રાજકુમાર કોલેજ પણ એક ઘણી ઉપયોગી શાળાછે, જ્યાં રાજકુવરોને, પોતાના મુલકનું યોગ્ય રીતે રાજ કરી શકે તેટલા માટે, મનની તથા તનની કેળવણી આપવામા આવેછે. ઘણાક રાજાઓએ

કેળવણી.

આ પ્રમાણે કૉલેજમાંથી કેળવણી પામીને પોતાનાં સ્વસ્થાનોનો રાજકારોબાર હાથમાં લીધોછે, જેમાં મુખ્ય ભાવનગર, લીંબડી, મોરબી, ગોંડલ અને રાજકોટના રાજાઓછે. દર વરસ કૉલેજ વધારે મજબુત પાયાપર આવતી જાયછે અને એક જુના વિદ્યાર્થી રાજા (ભાવનગરના માહારાજા ઠાકોર સાહેબ) જેઓએ પોતે કૉલેજમાં કેળવણી લીધીછે તેઓએ પોતાના કુંવરને પણ આ કૉલેજમાં અભ્યાસ કરવા હાલ મોકલ્યાછે.

૨૭. નાના નાના તાલુકદાર અને જાગીરદારોના દીકરા માટે તાલુકદારી ગરાસીઆ સ્કુલ એ નામની એક નિશાળ વઢવાણ-સિવિલ સ્ટેશનમાં સને ૧૮૮૦-૮૧ ની સાલમાં સ્થપાણીછે. એ નિશાળથી પેહેલ વેહેલાં ગરાસીઆઓ રાજી નહોતા, પણ હવે તેમની વીરૂદ્ધતા બંધ થઇછે અને વિદ્યાર્થીઓ મકાનમાં માઇ શકે તેના કરતાં પણ વધારે દાખલ થવા આતુરછે.

૨૮. એક ચિત્રનો વર્ગ, જે આખર જતાં હુન્નરશાળા થાય એવા ઇરાદાથી સને ૧૮૭૯ ની શરૂઆતમાં રાજકોટમાં સ્થાપવામાં આવ્યો હતો, પરંતુ તેને જોઇએ તેવો ટેકો નહીં મળવાથી આખરે તેને બંધ કરવો પડયો. પણ તેને બદલે સ્વસ્થાનોએ પોતાની ખુશીથી સ્ત્રિ શિક્ષકો તૈયાર કરવા સારૂ જુવાન સ્ત્રિઓને ભણાવવાની એક નિશાળ ડીશેમ્બર સને ૧૮૮૫ ના માસમાં ખોલીછે. કર્નલ બારટન સાહેબ, જેઓ આ પ્રાંતમાં સને ૧૮૭૮ થી ૧૮૮૩ સુધી પોલીટીકલ એજંટ હતા. તેમના નામની યાદગીરી રાખવામાટે આ શાળાને "બારટન ફીમેલ ટ્રેનીંગ કૉલેજ" એવું નામ આપ્યુંછે.

૨૯. લોકોની સાધારણ કેળવણી પણ ઘણી ઝડપથી વૃદ્ધિ પામતી જાય છે. હાલ ૭૪૨ ગુજરાતી, ૧૭ ઇંગ્રેજી-ગુજરાતી અને ૫ હાઇ સ્કુલો છે. ભાવનગર સ્વસ્થાન જે સુધારો દાખલ કરવામાં ઘણુંકરી હમેશાં આગેવાની લેછે તેણે સને ૧૮૮૫ની સાલમાં બી. એ. ના ધોરણ સુધી શિખવવાની કૉલેજ સ્થાપીછે. પા સદી પહેલાં ફકત બે ઇંગ્રેજી અને ૪૫ ગુજરાતી નિશાળો હતી, તે વખતની સ્થીતીસાથે આનો મુકાબલો કરીએ અને વીચાર કરીએ કે આ પ્રાંતનાં આસરે બસો રાજસ્થાન જેઓ સ્વભાવીક રીતે જુના રીવાજને વળગી રહેનારાં હોયછે અને જેઓ તરેહ તરેહવારની પદ્ધિ અને દરજ્જાનાં છે તેવાને કેળવણીના ફાયદા સમજાવી કેટલાક જમાનાની સ્થીરતા દુર કરી

આ સુધારો કરવામાં આવ્યોછે, એ બધું આપણે જ્યારે ખ્યાલમાં લઇએ છીએ તો આ ફેરફાર ઘણો આશ્ચર્યકારક લાગેછે.

રસ્તા અને સડકો.

૩૦. સડક અને રસ્તાની બાબતમાં પણ આ ઇલાકાએ ઘણીજ વૃદ્ધિ કરીછે. જ્યાં ૧૮૬૫ માં એક માઇલની પણ સડક નહોતી ત્યાં હાલ છ સો માઇલપર સડકો થઇછે અને તેમાંના ઘણા ખરા ભાગમાં નદી નાળાં ઉપર પુલ બંધાઇ ગયાછે, તથા કાંકરી પથરાઇ ગઇછે. બે મોહોટા ધોરી રસ્તા આ દ્વિપકલ્પની વચમાં થઇને પસાર થાયછે; એક વઢવાણથી જુનાગઢ અને વેરાવળ સુધી, અને બીજો ભાવનગરથી જોડીઆ સુધી, અને તે બંને રસ્તા રાજકોટ જે મુખ્ય સ્થળછે ત્યાં આગળ એક બીજાને ઓળંગેછે. જુનાગઢ જતી સડકની એક શાખા જેતપરથી જુદી પડી પોરબંદર તરફ જાયછે, અને જોડીયા જતી સડકની પણ એવી એક શાખાછે તે નવાનગર તરફ જાયછે; અને આ પ્રાંતનાં સ્વસ્થાનોનાં મુખ્ય શેહેરનાં બીજાં અગત્યનાં ગામોની સાથે આ રસ્તાને મેળવવાસારૂ બીજી નાની શાખાઓ જોડી દેવામાં આવીછે. યુરોપીયન અને દેશી મુસાફરોના સુખને માટે મુસાફરી બંગલા અને ધર્મશાળાઓ પણ સગવડવાળી જગોએ બનાવવામાં આવેલછે.

દવાશાળા.

૩૧. વૈદક સંબંધી જરૂરીયાત તરફ પણ લક્ષ અપાયુંછે. રાજકોટની સિવિલ ઇસ્પીતાલ જેનું ખરચ સરકાર આપેછે તે સીવાય મુખ્ય મુખ્ય સ્વસ્થાનોએ પોતાની રાજધાનીમાં દુખી લોકોના ફાયદાનેસારૂ ૭૨ દવાશાળાઓ સ્થાપીછે, જેમાંની ઘણી ખરી ઉપર યુરોપીયન રીતમાં કેળવણી પામેલા દેશી દાક્તરો રાખવામાં આવેલાછે. વળી પતીઆં લોકોને જુદાં રાખવા માટે રાજકોટ સ્ટેશનમાં એક આશ્રયસ્થાનછે ત્યાં તેમને રાજાઓની સખાવતથી ખોરાક તથા લુગડાં મળેછે. ઇન્ડીયન મેડીકલ ખાતાના એક યુરોપીઅન અમલદારની દેખરેખ અને તાબામાં રહીને ૩૬ વાકસીનેટરો આ ઇલાકામાં ફરી ફરીને શીતળાનું કામ એક ધોરણ મુજબ ચલાવેછે.

૩૨. દર વર્ષ રસ્તા, કેળવણી, દવાશાળા, શીતળા અને બીજી જુદી જુદી બાબતોનો વીચાર કરવાસારૂ (પેહેલાથી ચોથા કલાસ સુધીના) સ્વસ્થાનોના કારભારીઓની સભા પોલીટીકલ એજંટ સાહેબ ભરેછે

અને આ પ્રાંતનાં, તમામ સ્વસ્થાન તથા તાલુકા તરફથી જે વારશીક જનરલ ફાળો અપાયછે તેમાંથી તે બાબતો સારૂ રકમો મંજુર કરવામાં આવેછે.

૩૩. સન ૧૮૭૭ માં ભાવનગરના જોઇન્ટ એડમીનીસ્ટ્રેશને તે સ્વસ્થાનની શીલક રેલવેમાં વાપરવાની ખાયશ બતાવી તે એવી રીતે કે એક શાખા વઢવાણથી ભાવનગર સુધી અને બીજી ધોળા જંકશનથી ગોંડલ તાબે ધોરાજી સુધી જાય, અને તેનો જે ભાગ ભાવનગર સ્વસ્થાનની હદ બાહાર ધોરાજી સુધી આવે તે ભાગનું ખરચ ગોંડલ આપે. આ યોજના સરકારથી મંજુર થતાં તે અમલમાં આવીછે. ભાવનગર લાઇન મુંબઇના ગવરનર નામદાર સર જેમ્સ ફરગ્યુસન, બારોનેટ, સાહેબ બાહાદુરે તા. ૧૮ ડીસેમ્બર સને ૧૮૮૦ ના રોજ ખોલી, અને ધોરાજી લાઇન માજી પોલીટીકલ એજંટ કરનલ બારટન સાહેબે તા. ૧૬ જાનેવારી સને ૧૮૮૧ ના રોજ ખોલી.

રેલવે.

૩૪. હાલ જુનાગઢ સ્વસ્થાને મીટર ગેજ (સાંકડા માપ) ની રેલવે ભાવનગર-ગોંડલ રેલવેના જેતલસર સ્ટેશનથી જુનાગઢ થઇ વેરાવળ સુધી બાંધવાનું નકી કર્યુંછે, અને તેની માપણીનું કામ શરૂ થઇ ચુક્યુંછે.

૩૫. વઢવાણ સિવિલ સ્ટેશનથી વાંકાનેર થઇ મોરબી સુધી વરાળથી ચાલતી એક ટ્રામવે પણ સ્વસ્થાન મોરબીના ખરચથી બંધાયછે, અને રાજકોટના મોટા રસ્તાં ઉપર ડોળીયા સુધી આ લાઇનનો ભાગ તા. ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૮૬ ના રોજ ખોલવામાં આવ્યોછે.

૩૬. આ ઇલ્લાકો દ્વિપકલ્પ હોવાને લીધે બંદરો પુષ્કળછે. ભાવનગર, મહુવા, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર, સલાયા અને જોડીયા એ બંદરોથી દર વરસ ઘણો માલ ચડેછે તથા આવેછે. મુંબઇ અને કરાંચી વચ્ચે ફરતી આગબોટો ખુલી મોશમમાં વેરાવળ, માંગરોળ અને પોરબંદર આગળ રોકાયછે, અને ભાવનગર બંદર મુંબઇ સાથે પરબારો આગબોટોથી સંબંધ રાખેછે. આ બધાં કારણોને લીધે, સર્વોપરી સત્તાના માયાળુ વશીલા નીચે, આ ઇલ્લાકાની કુદરતી દોલતનો રફતે રફતે વધારો થતાં તથા રેલવેનો બોહોળો ફેલાવો થતાં કાઠીઆવાડનું ભવિષ્ય ઘણું સારૂં જણાયછે.

# *DESCRIPTION*

OF THE

## ANCIENT AND PRESENT ADMINISTRATIVE DIVISIONS OR PRÁNTS IN KÁTHIÁWÁR.

THE major portion of the Peninsula of Káthiáwár, which is under the authority of the Political Agent, is divided into four Administrative Divisions or Pránts, comprising the following ancient divisions and states :

| Present administrative Pránts. | Ancient Pránts. | States and class. |
|---|---|---|
| 1. JHÁLÁWÁD PRÁNT.<br>*Area*..............4,393.<br>*Population*....4,39,629. | 1. Jháláwád and northern portion of Káthiáwár (proper.) | Dhrángadhra.....I.<br>Wánkáner.......II.<br>Limbdi...........II.<br>Wadhwán........II.<br>Thán Lakhtar..III.<br>Sáyla............III.<br>Chuda...........III.<br>Muli.............IV.<br>Bajána...........IV.<br>Pátri.............IV.<br>Wanod............V.<br>Jhinjhuwada.*<br>*Tálukás under Thánás.*<br>17 Under Wadhwán Thána.<br>9 ,, Chotila ,,<br>20 ,, Bhoika ,,<br>4 ,, Pályád ,,<br>1 ,, Dasáda. ,,<br>1 ,, Vithalgadh. |

*Under Agency management.

| Present administrative Pránts. | Ancient Pránts. | States and class. |
| --- | --- | --- |
| 2. HÁLÁR PRÁNT | 2. Machhukántha | Nawánagar. ......I. |
| *Area*.............7,068. | 3. Hálár, and Western portion of Káthiáwár (proper.) | Morvi ............II. |
| *Population*....6,84,327. | | Dhrol ............II. |
| | | Rájkot............II. |
| | | Gondal............II. |
| | | Virpur...........IV. |
| | | Mália.............IV. |
| | | KotdaSángáni.IV. |
| | | Mengni...........V. |
| | | Gavridad. .......V. |
| | | Pál. ...............V. |
| | | Gadhka* .........V. |
| | | Jália-Dewáni. ...V. |
| | | Kothária .........V. |
| | | *Tálukás under Thánás.* |
| | | 14 Under Lodhika Thána. |
| | | 4 „ Dhráphá „ |

* During the minority of the Tálukdár this Táluká is placed under the Lodhiká Thándár for civil and criminal work.

| Present administrative Pránts. | Ancient Pránts. | States and class. |
|---|---|---|
| 3. SORATH PRÁNT<br>*Area*............5,213.<br>*Population*....6,39,780. | 4. Barda.<br>5. Sorath.<br>6. Bábriávád, and southern portion of Káthiáwár (proper.) | Junágadh.........I.<br>Jáfrábád.........II.<br>Porbandar.....III.<br>Bántwa*.......III.<br>Jetpur*.........IV.<br>Vasávad.........V.<br>Dedán............V.<br>Vichhávad......VI.<br>Kuba............VI.<br>*Tálukás under Thánás.*<br>3 Under Bagasra Thána.<br>19 „ Lákhápádar. |
| 4. GOHELWÁD PRÁNT.<br>*Area*............4,208.<br>*Population*.....5,80,163. | 7. Gohelwád.<br>8. Undsarvaiya.<br>9. Káthiáwár (proper) eastern portion. | Bhávnagar........I.<br>Pálitána..........II.<br>Vala.............III.<br>Jasdan..........III.<br>Láthi.............IV.<br>*Tálukás under Thánás.*<br>13 Under Songadh Thána.<br>14 „ Bábra. „<br>10 „ Chamárdi.<br>1 „ Dátha „<br>22 „ Chok „ |

* There are many shareholders in this State. The Class here shown represents the powers exercised by the highest of them.

These four divisions embody nine ancient or territorial Pránts under the Káthiáwár Political Agency; and the tenth Pránt called Okhámandal, as also a portion of Káthiáwár (proper) subject to the Amreli Máhál, are under the Government of H. H. the Gáekwár. There is, besides, a portion in the eastern part of Káthiáwár, which is not subject to the jurisdiction of the Political Agency, but under the Ahmedábád Collectorate, viz: the Gogha and Dhandhuka Parganás.

Each administrative division or Pránt is under the charge of an Assistant Political Agent, aided by a Native Deputy Assistant. The Officer in charge of the Pránt is diplomatic Agent for the larger States and is District Magistrate and Civil Judge in the petty Tálukás in his Pránt. The Deputy Assistant exercises the power of a 1st Class Magistrate and civil jurisdiction upto Rs. 3000. The small Tálukás which possess very limited or no jurisdiction, are supervised by Thándárs under the orders of the Pránt Officer. The revenue administration of such estates is left to the respective owners, while the judicial and executive authority is exercised by the Thánadárs, with limited powers.

A short description of each of the abovementioned ten Pránts is given below:—

## JHALAWAD PRANT.

**Boundaries.**—This Pránt is situated in the north-east of the Province. To the north of it lies the Ran of Cutch, to the south are the divisions of Gohelwád and Káthiáwár (proper); it is bounded on the east by the Ahmedábád Zilláh, and on the west by the Machhukántha. Its area is about 4,200 square miles.

**Origin and rulers.**—The Pránt derives its name from the Jhála Rajputs who chiefly rule over this Pránt.

A tradition thus accounts for the name of the Jhálás. They were formerly known by the name of Makwánás. More than ten centuries ago there was a king of the name of Keshar Makwáno among them, who had a son named Harpál. The mother of this Harpál was a daughter of the celebrated Karan Ghelo, Solanki King of Pátan, the then capital of Gujarát. It is said that Harpál received in A.D. 838–39 a grant of 1800 villages from his grand-father for conspicuous valour displayed by him, which relieved King Karan from a great difficulty. Harpál then removed his residence to Pátri, which was made the capital of his dominion. He had three sons. Once while they were playing in a courtyard, a mad elephant broke into it, and would have killed them, when their mother marvellously and cleverly managed to rescue them, from the clutches of the elephant. From the circumstance of being caught up by her, they received the name 'Jhálás' (derived from ઝાલવું to snatch up), and the district ruled by them thus came to be called Jháláwád.

Besides the Jhála principalities in this Tránt, there is the State of Muli under a Parmár ruler, while Bajána and other petty estates are owned by Musalmáns, called Jats, who have come from Sind. The region to the north of Lakhtar ruled by these Musalmáns is therefore called Jatwád. At first the Jats were probably Rajputs, but afterwards they seem to have converted themselves to Mahometanism. The Musalmán estate of Dasáda and Vanod are situated in the north of the Jatwád. Higher up lies the Jhinjhuwáda Táluka, which is owned by the Meláni and Rásáni Koli Tálukdárs, and likewise in the north of Bajána is the Kunbi estate of Pátri. At a little distance from Vanod is the famous Hindu Shrine of Bahuchráji where there is a "Kund" (built spring) and also a large tank. The surrounding country is called Chunwál.

**Land and produce.**—The land of this Pránt is flat and sandy, and sloping towards the Ran. In the sandy soil grow Juwár, Bájri and cotton; and the soil of the tract known as "Bhâl", which is alluvial and fertile, produces wheat, gram and cotton in great abundance.

**Ran.**—The Ran, which is in the north of this Prant, separates it from Cutch. It assumes different forms in different seasons. It is full of water in the rainy season and becomes muddy in winter; and in summer the whole Ran becomes a flat plain, covered with a salt stratum. For this reason it is difficult to travel over it in the rainy season. The eastern portion of the district, being in a low land, is covered over with water throughout the year and is called " Nalkántho". The Nalkántho lies near the village of Kathechi in the east of Talsána. Here grows a sort of grass, the roots of which are called Bid. The poor people use them as food in times of scarcity, by drying and grinding them in place of corn. Salt is produced in great abundance in the Ran near Pátri and Bajâna, and it is exported in vast quantities.

**Ports.**—The Jháláwád Pránt has no sea coast on any side, so that the whole export trade of this district formerly passed through Dholera, a port in the Ahmedábád Zilláh; but now Wadhwán having been connected by railways with Ahmedábád and Bhávnagar, most of the produce is exported by those means.

**Rivers.**—There are no large rivers in this Pránt, but there are some which assume vast proportions in the rainy season. The two Bhogáwo rivers take their source in the Thánga hills, one of which passes by Jámbu and Limri, and the other near Muli and Wadh-

wán, and after a course of a few miles in the easterly direction, they both lose themselves in the Ran of Cambay. The water of these rivers is brackish. There is a small river named Falku near Dhrángadhra and Bámbhan near Halwad. Both of these empty themselves in the Ran to the north. Besides these, there is the Sukhbhádar river. It takes its source from the Jasdan hills and flows eastward near Nágnesh and other villages and loses itself in the Ran. This is the largest river in the Prant, and its water is sweet throughout the year. Water is generally scarce in this Pránt.

**Mountains.**—The Pránt being flat, there are no mountains in it, but there are hills of the Thànga and Mándav ranges, which terminate in the neighbourhood of Dhrángadhra.



## MACHHUKANTHA PRANT.

**Boundaries.**—This Pránt is in the extreme north of Káthiáwár. It is bounded on the north by the Ran of Cutch, on the south by Hálár Prànt, on the east by Jháláwád, and on the west by Hálár and the gulf of Cutch. Its area is 780 square miles.

**Origin and rulers,**—This Pránt being watered by the river Machhu is called Machhukántho (meaning literally situated on the Machhu river) and is now ruled by Jádeja Rajputs. This district was granted in about A. D. 1677 to the Ráo of Cutch in Jágir by the Emperor Akbar for seizing and handing over the fugitive king Mujafar of Gujarát. But a dispute having arisen about the heirship of Cutch in the commencement of the 18th century, Káyáji, a cadet of Cutch, fled to Machhukántha and founded his capital

at Morbi, retaining control over his possessions in Wágad. The present Jádeja Rajput rulers of Machhukánthá are the descendants of the said Káyáji.

The current belief as to the origin of the Jádejás is explained further on in the description of the Hálár Pránt.

**Land and produce.**—The land of Machhukántha is generally level, hills being very rare, and is fertile. It produces more of Juwár than other corn.

**Ports.**—There is only one port of Wawánia.

**Rivers.**—The largest river in this Pránt is the Machhu. It rises from the hills near Chotila and flowing northwards past Wánkáner and Morbi, enters the Ran, near Mália. As a rule, the rivers of Káthiáwár are shallow, but this river is deep and is remarkable for its rugged precipitous sides. In its earlier course this river is known by the name of Beti. The other river, Ghodádhari, flowing near Jetalpor, a village of Morbi, and near Vardusar of Mália, also joins the Ran. There is a small river of Demoi near Tankára.

**Mountains.**—There are no large mountains or hills in this Pránt, but the Thánga and Wánkáner hills throw branches in it.



## HALAR PRANT.

**Boundaries.**—This large Pránt is in the west of Káthiáwár. It is bounded on the north by the gulf of Cutch, on the south by the river Bhádar, part of Káthiáwár proper, Sorath and Barda Pránts, on the east by Machhukántha, Jháláwár and part of Káthiáwár proper, and on the west by Okhámandal Pránt and the Arabian sea. Its area is 6,200 square miles.

# કાઠીઆવાડનાં મુખ્ય સંસ્થાનોનો મુખ્તેસર હેવાલ.

(પેહેલા વર્ગ થી ચોથા વર્ગ સુધી.)

## જુનાગઢ.

### પેહેલા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ............................૩,૨૮૦ ચોરસ માઇલ.
ગામ.................................૮૬૦.
વસ્તી..............................૩,૮૭,૪૯૯.
ઉપજ.........................રૂ. ૨૭,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ પેહેલા વર્ગનું સંસ્થાન સોરઠ પ્રાંતમાં આવેલું છે. સુમારે ૪૦૦ વર્ષ થયાં એટલે કે અહીંના છેલા ચુડાસમા રાજા રા મંડળીકને અમદાવાદના સુલતાન મહમદ બેગડાએ હરાવ્યો (સને ૧૪૭૨) ત્યારથી આ સંસ્થાનમાં મુસલમાન રાજાઓ રાજ્ય કરેછે. હાલના મુસલમાન રાજ્યકર્ત્તાનો મુળ પુરૂષ શેરખાન બાબી હતા. તેઓ મોગલ બાદશાહના એક અમલદાર હતા. ને તેમને સુમારે ઇ. સ. ૧૭૪૦માં આ જુનાગઢના મુલકનો વહીવટ સોંપ્યો હતો. પણ મોગલ બાદશાહીની પડતી થવા લાગી તેનો લાભ લઇ તેમણે નવાબનો ઇલકાબ તથા બહાદુરખાન નામ ધારણ કરીને સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા. જુનાગઢના હાલના નવાબ સાહેબ એ શેરખાનની ઓલાદના છે. તેમને અગીઆર તોપનું માન મળે છે. કાઠીઆવાડનાં નાહાના મોટા કુલ ૧૯૩ તાલુકા પૈકી ૧૩૪ તાલુકા. જેમાં પેહેલા વર્ગનાં સંસ્થાન નવાનગર, ભાવનગર અને ધ્રાંગધ્રા પણ આવી જાય છે, તે બધા આ સંસ્થાનના નવાબ સાહેબને જોરતલબી બ્રીટીશ સરકાર મારફત આપે છે. તેની કુલ રકમ દર વરસ રૂા. ૯૨૪૨૧-૮-૦ થાય છે.

ઇંગ્રેજ સરકારના પેહેલા રેસીડેંટ કર્નલ વાકર સાહેબે આ ઇલાકામાં આવી બધા રજવાડા સાથે ખંડણી ભરવા વીગેરેનો કાયમ બંદોબસ્ત કર્યો (ઇ. સ. ૧૮૦૭-૮) તે વખતે જુનાગઢમાં નવાબ હામીદખાનજી રાજ કરતા હતા. તેઓ ઇ. સ. ૧૮૧૧માં મરણ પામતાં તેમના પછી બાહાદુરખાનજી અઢાર વર્ષની કાચી વયે તખ્તનશીન થયા. આ વખતે આ સંસ્થાનમાં રાજ ખટપટ બહુ વધી ગઇ હતી, તે સમાવી દેવામાં નામદાર ઇસ્ટ ઇંડીયા કંપની બહાદુરે નવાબ સાહેબને ઘણી મદદ કરી. તેના બદલામાં નવાબ બહાદુરખાનજીએ ઇ. સ. ૧૮૧૭માં, ઇંગ્રેજ સરકારનાં ધંધુકા, રાણપર, ધોળેરા અને ઘોઘા પ્રગણાં ઉપર જોરતલબી લેવાનો પોતાનો હક કાયમને માટે છોડી દેવાની કબુલત આપી. વળી ઇ. સ. ૧૮૨૧માં, તેમણે ઇંગ્રેજ સરકાર સાથે એવો કરાર કર્યો કે કાઠીયાવાડનાં સંસ્થાનો પાસેથી જોરતલબીની લેણી થતી રકમ ઇંગ્રેજ સરકાર વસુલ કરે, અને તેના ખરચ બદલ ચોથો ભાગ રાખી બાકીની રકમ જુનાગઢ સંસ્થાનને આપે.

માંગરોલ પ્રગણું, જેના માલેક શેખ છે, તે આ સંસ્થાનને તાબે છે. તે ઇ. સ. ૧૭૪૮ની સાલમાં શેખ ફકરૂદીને પેશવા પાસેથી જીતી લીધું હોય એમ જણાય છે. ત્યારબાદ ઇ. સ. ૧૭૬૪માં, ફકરૂદીનના દીકરા શેખમીઆંના વખતમાં દીવાન અમરજીએ જુનાગઢના નવાબ સાહેબ તરફથી માંગરોળ ઉપર ચઢાઇ કરીને ત્યાંનાં શેખને પોતાના પ્રગણાનો અરધ ભાગ નવાબ સાહેબને આપવા ફરજ પાડી હતી, તે વખતથી માંગરોળ જુનાગઢની સત્તા થોડી ઘણી કબુલ કરતું આવ્યું છે, અને તે વાત બ્રિટીશ સરકારે પણ બાહાલ રાખી છે. જુનાગઢને તાબે રહીને શેખ બીજા વર્ગનો અખત્યાર ચલાવે છે. જુનાગઢ અને માંગરોળ વચ્ચે જે ગામો મજમુ છે તેની વેંહેંચણ કરવા માટે નવાબ સાહેબ તથા શેખની સમ્મતીથી સરકારે એક સ્પેશીયલ કમીશન નિમ્યું છે, અને આશા રહે છે કે તેમની વચ્ચે લાંબા દીવસથી તકરારો ચાલતી આવે છે, જેથી ઘણું અનુચિતપણું થવાનું કારણ બન્યું છે, તે તકરારોનો હવે થોડી મુદતમાં છેવટ નીકાલ આવશે.

જુનાગઢ શેહેર ગીરનારની તળેટીમાં આવેલું છે, ને તે હિંદુસ્થાનનાં સૌથી ખુશનૂમા શેહેરોમાંનું એક છે, તેમ પૂરાણી તથા તવારીખી બાબતોમાં તે કોઇથી

ઉતરે તેમ નથી. તેને બે કોટ છે, એક શેહેરને ફરતો ને બીજો ઇશાન ખુણે છે તે ઉપરકોટ કહેવાય છે. ઉપરકોટ એ અસલી કીલ્લો છે, ને તેના બાહારના દરવાજાની કમાન અસલી હીંદુ તોરણનો સરસ નમુનો છે. ઉપર કોટમાં વળી બૌદ્ધ લોકોની મનોરંજક ગુફાઓ છે, અને તેની આસપાસની ખાઇ અને બીજી જગ્યાઓમાં પણ ગુફાઓ તથા તેની નીશાનીઓ ભરપુર છે.

શેહેરની આસપાસનો કીલ્લો, ગુજરાતના સુલતાન મહમુદ બેગડાએ તે શેહેર લીધું ત્યારપછી મુસલમાનોએ બાંધ્યો છે. આ શેહેરનો દેખાવ સુંદર છે અને રાજમેહેલ રળીઆમણો છે. હાલમાં લોકોપયોગી ઘણાં મકાનો બાંધવામાં આવ્યાં છે, અને રાજના અમીરોએ પણ પોતાનાં સુશોભીત મકાનો બાંધ્યાં છે તેથી શેહેરનો દેખાવ સરસ થઇ રહ્યો છે. નવાબ સાહેબના મેહેલની સન્મુખ મોહોબત સરકલ નામનો ચોક છે. તેમાં ગોળાકારે દુકાનો બંધાઇ છે. આ દુકાનો હાલના નવાબ સાહેબના વાલેદના વખતમાં બંધાઇ હતી તેથી તેની સાથે તેમનું નામ જોડવામા આવ્યું છે.

આ સંસ્થાનમાં એક હાઇસ્કુલ, એક અંગ્રેજી ને એક ઉર્દુ મદ્રેશા, ૭૯ ગુજરાતી નિશાળો, ૮ કન્યાશાળા તથા આઠ દવાશાળાઓ છે.

**રાજકર્ત્તા.**—નવાબ સાહેબ બાહાદુરખાનજી ઉર્ફે બાપુમીઆં સાહેબ હાલ ગાદી ઉપરછે. તેમનો જન્મ સંવત ૧૯૧૨ના પોષ શુદ ૧૫, તારીખ ૨૨મી જાનેવારી સને ૧૮૫૬ને બુધવારને રોજ થયો છે. તેઓ સંવત ૧૯૩૮ના ભાદરવા વદ ૩, તા૦ ૨૯મી સપટેંબર સન ૧૮૮૨ને શુક્રવારને રોજ તખ્તનશીન થયા છે. તખ્તનશીન થયા અગાઉ તેમણે રાજકુમાર કાલેજમાં થોડો વખત વિદ્યાભ્યાસ કરેલો છે.

**માહાલ.**—આ સંસ્થાનમાં નીચે લખેલા ૨૪ માહાલ છે તેનાં નામ:—

| | |
|---|---|
| ૧. જુનાગઢ. | ૫. વીશાવદર. |
| ૨. ઉના-દેલવાડા. | ૬. બાબરીયાવાડ. |
| ૩. વેરાવળ. | ૭. પાટણ. |
| ૪. કુતીયાણા. | ૮. સુત્રાપાડા. |

| | | | |
|---|---|---|---|
| ૯. | ચોરવાડ. | ૧૭. | વડાળ-મજેવડી. |
| ૧૦. | માળીયા. | ૧૮. | ભેંસાણ. |
| ૧૧. | શીલ. | ૧૯. | અમરાપુર. |
| ૧૨. | કેસોદ. | ૨૦. | રાણપુર. |
| ૧૩. | બગડુ. | ૨૧. | ખડીયા. |
| ૧૪. | વંથળી. | ૨૨. | નવાગઢ (જેતપુર). |
| ૧૫. | બાલાગામ. | ૨૩. | માંગરોળ. |
| ૧૬. | મૈયારી. | ૨૪. | છોડવડી. |

**બંદર.**—મુખ્ય બંદરો નીચે મુજબ છે:-

| | | | |
|---|---|---|---|
| ૧. | વેરાવળ. | ૫. | વહી. |
| ૨. | માંગરોળ. | ૬. | ચોરવાડ. |
| ૩. | ભેરાઇ. | ૭. | શીલ. |
| ૪. | નવીબંદર (ઉના-દેલવાડા). | | |

આ બધાં બંદરોમાં વેરાવળ સૌથી અગત્યનું છે. અને ત્યાંથી અનાજ, ઇમારતી લાકડું તથા બીજો જરૂરી માલ સોરઠ પ્રાંતના ઘણા ભાગમાં તથા ખાસ કાઠીયાવાડ પ્રાંતના દક્ષિણ ભાગમાં આવે છે, તથા મુખ્ય કરીને રૂ તે બંદરેથી ચઢે છે. મુંબઇ તથા કરાચી વચ્ચે ચાલતી આગબોટો વેરાવળ તથા માંગરોળ આગળ ખુલ્લી મોશમમાં બંદર કરે છે.

**છાપખાનું.**—"સૌરાષ્ટ્ર નીતિપ્રકાશ" નામનું છાપખાનું નવાબ સાહેબે કાઢેલું છે. તે છાપખાનામાંથી "દસ્તુરલ અમલ સરકાર જુનાગઢ" એ નામનું દરબારી ગેઝેટ દર મહિને પ્રગટ થાય છે. તેમાં આ સંસ્થાનને લગતા કાયદા, કાનુન, સરક્યુલર તથા જાહેરનામાં વીગેરે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**શિક્કા.**—આ રાજમાં ચાલતો શિક્કો દીવાનશાઇ કોરી છે. દરેક કોરી તોલમાં બાર વાલ હોય છે, તેમાં ૭ા વાલ રૂપું ને ૪ાા વાલ ત્રાંબું. અરધી કોરીઓ પણ પાડવામાં આવે છે. વળી ત્રાંબાના શીક્કા, દોકડા તથા અરધા દોકડા પણ પાડવામાં આવે છે. બે અરધા દોકડાનો એક દોકડો ને ૪૦ દોકડા એક કોરીના, એવીરીતે કીમત છે.

મોગલ બાદશાહીના વખતમાં જુનાગઢમાં એક ટંકશાળ સ્થાપવામાં આવી હતી. તેમાં "મહમુદી" નામના શિક્કા પાડવામાં આવતા. તે શિક્કા અગાઉ આ દેશમાં ચાલતા. પણ ગુજરાતમાં બાદશાહી સત્તાની પડતી થઇ તે વખતની ગડબડમાં આ ટંકશાળ બંધ પડી. પછી નવાબ હામીદખાનજીના રાજમાં ઇ. સ. સુમારે ૧૭૮૦ માં અમરજી દીવાને તે પાછી ચાલુ કરી કોરીઓ પાડવા માંડી, તે ઉપરથી દીવાનશાઇ કોરી કેહેવાય છે. એક રૂપીઆની સુમારે સાડીત્રણ કોરી ગણાય છે. પણ આ ભાવમાં વધઘટ થયા કરે છે.

ઉના, બાબરીયાવાડ તથા દક્ષિણના ભાગોમાં ફીરંગી લોકોનાં રીઆળ ચાલે છે. એક રીઆળ ૮ દીવાનશાઇ કોરીની બરાબર છે.

સરકારી રૂપા તથા ત્રાંબાનાણાનું પણ ચલણ છે.

**પર્વતો.**—સૌથી ઊંચો પર્વત ગીરનાર છે. પણ સૌથી મોટો તથા વિસ્તારવાળો પર્વત ગીરનો છે. આ બેઉ પર્વતો ઉપર ઘીચ જંગલો છે.

ગીરનારનાં મુખ્ય શિખરો પાંચ છે. (૧) અંબા માતા (ગીરનારી દેવી), જેની ટોચ ઉપર તે દેવીનું દેહેરૂં છે; (૨) ગોરખનાથ, જે સૌથી ઊંચું છે, તેની ઊંચાઇ દરિઆની સપાટીથી ૩૬૬૬ ફુટ છે; (૩) ઓઘડ શિખર; (૪) ગુરૂદત્તાત્રેય; અને (૫) કાળકાનું શિખર, તેમાં અઘોરી અથવા મર્દીઓરની ગુફાઓ છે એમ હજુ પણ માનવામાં આવે છે. પણ પુરાણમાં જૂદાં જૂદાં ૨૧ શિખરો કહેલાં છે. ચુડાસમા રાજાઓનો કીલ્લો તથા પ્રાચીન મેહેલનાં ખંઢેરો હજુ મોહજુદ છે. ગીરનાર એ જૈન લોકોના બાવીશમા તિરથંકર નેમિનાથનું ધામ છે, ને તે ઉપર જૈન લોકોનાં ઘણાં દેહેરાં છે. ગૌમુખી, હનુમાન ધારા તથા કમંડળ કુંડ એ નામના ત્રણ પ્રખ્યાત કુંડ છે. તથા ભૈરવજપ નામનો એક ચિત્તાકર્ષક ખડક છે. આ ખડક ઉપરથી અસલના વારામાં જોગી તથા બીજા લોકો પુનર્જન્મમાં સારી સ્થિતિ પામવાની આશાથી નીચે પડતું મુકતા. અને તે ક્રિયાને ભૈરવ જપ કહેતા. આ પર્વતની તળેટીમાં થોડે દૂર પ્રાચીનકાળની રાજધાની વામનસ્થળી (વંથળી) છે; અને બળીસ્થાન જે હાલ બીલખાના નામથી ઓળખાય છે તે આ પર્વતની છેક તળેટીમાં આવેલું છે. ગીરનારનું પ્રાચિન નામ ઉજજયંત અથવા ગીરી-

વર છે, પણ જૈન લોકો અસલ નામ રેવતાચળ ધારે છે તે ખોટું છે. રેવત-કુંડની ઉપર જે ટેકરી છે તેનું નામ રેવતાચળ છે. આ પર્વતની તળેટીમાં પ્રખ્યાત અશોકની શિલા છે તેના ઉપર અશોક, રૂદ્રદામા તથા સ્કંદગુપ્તના લેખ છે. તેથી થોડે છેટે પલાસીણીનો પુલ છે. તે ઇંગ્રેજ સરકારના કાઠીઆવાડ પોલીટીકલ ખાતાના પેહેલા દેશી એજંટ સુંદરજી શવજીએ બંધાવેલ છે.

ગીરના ડુંગરનું ઊંચામાં ઊંચું શિખર ૨૦૦૦ ફુટથી વધારે નથી, પણ તેહેનો ફેલાવ ૩૦ માઇલમાં છે. આ ડુંગરની શાખાઓમાંની બે, નંદીવેલા અને તુલશીશ્યામ, જાણવા લાયક છે; તેમાં પેહેલી શાખા વાહાણોને પ્રખ્યાત નીશાની છે. અને બીજી શાખા ઉપર એક નામાંકીત દેવળ, તથા ઉના પાણીનો ઝરો છે, તે આ ઇલાકામાં પવિત્ર જગ્યા ગણાય છે.

**જંગલ.**—ગીરના વિસ્તીર્ણ જંગલનો મોટો ભાગ આ સંસ્થાનને તાબે છે. તે જંગલ લંબાઇમાં ૩૦ ગાઉ અને પોહોળાઇમાં ૧૫ ગાઉ છે, અને તેમાં સિંહ, ચિત્તા, દીપડા વીગેરે ફાડીખાનારાં જાનવર ઘણાં છે.

**નદીઓ.**—ભાદર, ઉબેણ, ઓઝત, હીરણ, સરસ્વતી, મચ્છુન્દ્રી, સીંગવડો, મેગળ, વ્રજની અને રાવળ એ મુખ્ય નદીઓ છે. તેમાં સૌથી મોટી ભાદર છે. તેને તથા તેના ફાંટાને કાંઠે ઓરીઆઓ કરી તેનું પાણી વાવેતરના ઉપયોગમાં લીએ છે. સરસ્વતી પ્રભાસપાટણ પાસે વેહે છે, અને તે હિંદુશાસ્ત્રમાં પવિત્ર ગણાય છે.

**ખનીજ પદાર્થો.**—કેશોદ માહાલની જમીનની સપાટી નીચે ત્રાંબા તથા લોઢાની ખાણો છે એમ કેહેવાય છે. ગીરનાર પર્વતની બોરીવાની ખીણમાં અબરખની જાતની ભુકી મળી આવે છે; અને તુળશીશ્યામ પર્વતના કુંડનાં પાણી ઉના રહે છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે ત્યાંહાં ગંધક હશે.

**તિર્થની જગ્યાઓ.**—આ સંસ્થાનમાં હિંદુઓની તિર્થની જગ્યાઓ ઘણી છે. ગીરનાર તથા તેની તળેટીમાં આવેલો દામોદર કુંડ, ગીરમાં પ્રાચી પીપળો અને તુળશીશ્યામ, સોમનાથ વાને પ્રભાસપાટણ અને તેની પાસે

આવેલી ત્રિવેણી નદી તથા ભાલકા કુંડ, એ તીર્થની જગ્યાઓ છે. ત્યાંહાં હિંદુસ્થાનના બધા ભાગોમાંથી પુરૂષ અને સ્ત્રિ જાત્રાળુઓ અગણીત દર વરસ આવે છે.

---

# નવાનગર યાને જામનગર.

## પેહેલા વર્ગનું સંસ્થાન.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૩,૭૯૧ ચોરસ માઇલ. |
| ગામ | ૬૩૧. |
| વસ્તી | ૩,૧૬,૧૪૭. |
| ઉપજ | રૂ. ૨૪,૦૦,૦૦૦. |

રાજ્યની સામાન્ય હકીકત.—વિસ્તારમાં આ સંસ્થાન કાઠીઆવાડમાં સૌથી મોટું છે, અને તે હાલાર પ્રાંતના ઘણા ભાગમાં ફેલાએલું છે. કચ્છના રાવ જે જાડેજા રજપુતના વંશના છે તેજ વંશના અહીંના રાજા છે. નવાનગરની ગાદીના મુળ પુરૂષ કચ્છના ફટાયા જામ રાવળે, પોતાના ભાઇ હરધોલજીને લઇને, આ પ્રાંતમાં ઇ.સ. ૧૫૩૫માં આવી જેઠવાઓ પાસેથી મોટો ભાગ જીતી લીધો. ત્યાર પછી ઇ. સ. ૧૫૪૦માં નાગના નામના પ્રાચીન બંદરની નજીક તેણે એક નવું શેહેર બાંધી તેનું નામ નવાનગર પાડયું, ને ત્યાંહાં પોતાની ગાદી સ્થાપી.

આ રાજધાનીનું શેહેર દરિઆ કિનારાથી આશરે ૪ માઇલ દુર કચ્છના અખાતને દક્ષિણ કાંઠે આવેલું છે. તેના બંદરને બેડીબંદર કહે છે. શેહેરને ફરતો ગઢ છે ને તેમાં કોઠો તથા લાખોટો નામના મેહેલ ઘણા સુંદર છે. રેશમી કાપડ તથા સોનેરી ભરત કામને માટે નવાનગર પ્રખ્યાત છે, તે અમદાવાદમાં થાય છે તે કરતાં ચઢીઆતાં ગણાય છે; રંગવાનું તથા બાંધણીનું કામ પણ ખાસ વખાણવા લાયક થાયછે. અહીંની બાંધણીના નમુના ભરૂચ તથા સાઉથ કેનસિંગટનના પ્રદર્શનમાં મોકલવામાં આવ્યા હતા ત્યારપછી એક

બે વર્ષમાં માન્ચેસ્ટર વિગેરે શેહેરમાંથી તેનાં જેવાં પાકા રંગના કપડાં છપાઇ અહીં પંદર વીસ ગણી ઓછી કીમતે આવવા લાગ્યાં. વળી નવાનગરની પસબોઇ, ધુપ, સુગંધીદાર તેલ તથા કંકુ વખણાય છે.

આ સંસ્થાનનો ઘણો ખરો ભાગ દરીયાકાંઠે આવવાથી તે આબાદીમાં છે તથા ત્યાંનો વેપાર તેજીવાળો છે.

તળ નવાનગર શેહેરમાં એક હાઇસ્કુલ છે તથા આખા સંસ્થાનમાં ૬૬ ગુજરાતી નિશાળો, ૯ કન્યાશાળા અને પાંચ દવાખાનાં છે.

રાજકર્ત્તા.—હાલના રાજકર્તા માહારાજા જામ સાહેબ સર વિભાજી કે. સી. એસ. આઇ. નો જન્મ સંવત ૧૮૮૩ના વૈશાક સુદ ૧૨, તારીખ ૮ મી મે સને ૧૮૨૭ને મંગળવારને રોજ થયો છે; અને સંવત ૧૯૦૮ના ફાગણ સુદ ૨ તારીખ ૨૨મી ફેબ્રુઆરી સને ૧૮૫૨ને રોજ ગાદીએ બેઠા છે. આ માહારાજા રાજવંશી ઉદારતાને માટે પ્રખ્યાત છે. ઇ. સ. ૧૮૭૭માં દિલ્હીના મોહોટા બાદશાહી મેલાવડામાં માહારાજા જામ સાહેબ હાજર હતા, તે વખતે નામદાર વાઇસરૉય સાહેબ બાહાદુર તરફથી તેમને એક નીશાન મળેલ, તથા તેમને જે ૧૧ તોપનું માન મળતું હતું તેમાં વધારો કરી ૧૫ તોપનું માન તેમની જાતને માટે કરી આપ્યું. ત્યારબાદ ઇ. સ. ૧૮૭૮માં કે. સી. એસ. આઇનો માનવંતો ખેતાબ તેમને મળ્યો છે.

માહાલ.—આ સંસ્થાનમાં સાત મહાલ છે તેનાં નામ:—

| | |
|---|---|
| ૧. નવાનગર પંચકોશી. | ૫. લાલપર. |
| ૨. ભાણવડ. | ૬. જોડીયા. |
| ૩. કંડોરણા. | ૭. આટકોટ. |
| ૪. ખંભાળીયા. | |

આટકોટ મહાલ તથા તેનો પેટા ભાગ બાડલા એ બીજા માહાલોથી જુદા પડી ખાસ કાઠીઆવાડની મધ્યમાં આવેલા છે.

બંદર.—જોડીયા, બેડી, સળાયા તથા ઓખુડા એ મુખ્ય બંદરો છે.

નવાનગરના બંદરોનો વેપાર મુખ્યત્વે કરીને મુંબઇ, કરાચી તથા મળબાર જોડે ચાલે છે, તથા તે બંદરોએથી નવાનગર સંસ્થાનમાં નિપજતું અનાજ તથા રૂ પરદેશ ખાતે ચડે છે.

છાપખાનું.—દરબાર તરફથી તળ નવાનગરમાં એક બીબાનું છાપખાનું સ્થાપ્યું છે, તેમાંથી દર પખવાડીએ "દરબારી ગેઝેટ" પ્રગટ થાય છે. તેમાં આ સંસ્થાનને લગતા કાયદા, કાનુન, સરક્યુલર તથા જાહેરનામાં વિગેરે પ્રસિદ્ધ કરવામાં આવે છે. સંસ્થાનનું બીજું છાપવાનું કામ પણ આ છાપખાનામાં થાય છે.

શિક્કા.—આ રાજમાં ચાલતો શિક્કો જામસાહી કોરી છે. તે સંવત ૧૬૪૦ માં એક ટંકશાળ સ્થાપવામાં આવી હતી તેમાં પાડવામાં આવે છે. અને ૧૮૬૩માં તેમાં સોનાની કોરીઓ પણ પાડી હતી, જેની કીંમત ૩૨ રૂપાની કોરી જેટલી ગણાતી, પણ તરતજ તેનું ચલણ બંધ પડવાથી હવે તે પાડતા નથી. નીચે લખ્યું રૂપા તથા ત્રાંબા નાણું એ ટંકશાળમાં હાલ પાડે છે:—

કોરી=એક રૂપીયાની ૩ા કોરી.
અરધી કોરી.
દોકડા=એક કોરીના ૩૦ દોકડા.
અરધા દોકડા.
ઢીંગલા=દોઢ દોકડો.
ત્રંબીયું=ત્રણ દોકડા.

પર્વતો.—બર્ડો, આલેચ, દલાસા અને ગોપ એ મુખ્ય ડુંગરો છે. બર્ડાનું સૌથી ઉંચુ શિખર વીણું ૨૦૫૭ ફુટ છે. આબપુરા શિખર ૧૯૩૮ ફુટ ઉંચુ છે. અને ગોપનો ડુંગર ૧૧૯૧ ફુટ ઊંચો છે. બર્ડાના ડુંગરો ઉપર થોર ઝાડી ઘણી છે.

નદીઓ.—ભાદર, બેટી, આજી, વરતુ, કાળુભાર અને ઉંડ એ મુખ્ય નદીઓ છે. આ નદીઓમાંથી ભાદર, કાળુભાર તથા બેટી નદીઓના ફકત થોડા

ભાગ આ સંસ્થાનની હદમા થઇ વહે છે. આજી નદી બાળંભા પાસે કચ્છના રણને મળે છે અને ઉંડ નદી જોડીઆ પાસે કચ્છના અખાતને મળે છે.

**ખનીજ પદાર્થો.**—ભાણવડ તથા કંડોરણા પ્રગણામાં જાત જાતનો આરસપહાણ મળે છે. ખંભાળીયા, રાણપર અને લાલપરમાં અગાઉ લોઢું નીકળતું, પણ તે કાઢવામાં એટલું બધું ખરચ લાગે છે કે હાલ તેની મજુરી પણ ઉપજતી નથી. આ સંસ્થાનમાં ત્રાંબુ પણ નીકળે છે, પણ તે ખોદી કાઢવાનું ઘણું ખર્ચ લાગે છે. અજાદના ટાપુમાં રૂપાની ખાણો હોય એમ ભાસે છે.

કચ્છના અખાતને દક્ષિણને કીનારે નવાનગરની હદમાં મોતી સારી જાતનાં પાકે છે. આ મોતી વેચાતાં નથી, પણ માહારાજા જામ સાહેબ બક્ષીસ આપવા સારૂ રાખે છે. વ્હેળ, શાર્ક અને બીજી કીમતી જાતની માછલી જે એજ કીનારેથી મળી આવે છે તે માંથી, જો યોગ્ય ગોઠવણ કરી હોય તો પુષ્કળ તેલ નીકળે તેવી છે.

---

# ભાવનગર.

## પેહેલા વર્ગનું સંસ્થાન.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૨,૮૬૦ ચોરસ માઇલ. |
| ગામ | ૬૪૫. |
| વસ્તી | ૪,૦૦,૩૨૩. |
| ઉપજ | રૂ. ૨૬,૦૦,૦૦૦. |

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ આબાદીવાળું સંસ્થાન ખંભાતના અખાતને મથાળે તથા તેની પશ્ચિમ બાજુએ આવેલું છે. ત્યાંહાંના રાજા ગોહેલ રજપુત છે. તેઓ કહેછે કે અમે શાલીવાહનના વંશના છૈએ, પણ કેટલાક તેમને પ્રાચીન સૂર્ય વંશમાથી ઉતરેલા ધારે છે. આ બેમાંથી ગમે તે વાત ખરી હોય તોપણ એટલું તો નક્કી છે કે, મારવાડમાં લુણી નદીને કાંઠે આવેલા ખેરગઢમાંથી સુમારે ઇ. સ. ૧૨૦૦ના વર્ષમાં તેમને રાઠોડાએ નસાડ્યા એટલે તેઓ આ દ્વિપકલ્પમાં આવ્યા. તે વખતે તેમના મુખી સેજકજી હતા,

તેમણે પોતાની દીકરી વાલમકુંવરબાને જુનાગઢના રાના કુંવર ખેંગારજીને પરણાવી હતી. એમ કેહેછે કે રાએ સેજકજીને પંચાળમાં શાહપુર તથા બાર ગામડાં બક્ષીસ આપ્યાં. અને સેજકજીએ શાહપુરની જમીન ઉપર એકનવું ગામ વસાવી તેનું નામ સેજકપુર પાડી ત્યાંહાં પોતાની ગાદી સ્થાપી; અને ત્યાંહાં રહીને તેણે આસપાસનાં ગામ જીતી લીધાં. સેજકજીને રાણોજી, શાહજી અને સારંગજી એ ત્રણ દીકરા હતા. રાણાજીના વંશના ભાવનગરમાં, શાહજીના વંશના પાલીતાણામાં, અને સારંગજીના વંશના લાઠીમાં રાજ કરે છે. વળા પણ ભાવનગરથી ઉતરેલું છે. વડી શાખાના એક રાજા સારંગજીને અમદાવાદનો સુલતાન બાન તરીકે પકડી ગએલ, પણ તે ત્યાંહાંથી ભાગી જઇ ચાંપાનેરના રાવળની મદદથી પોતાનું રાજ પાછું મેળવ્યું. આ વખતે તેણે ચાંપાનેરના રાજાના કહેવાથી રાવળનું ઉપનામ ધારણ કર્યું, અને એ ઉપનામ તેના વંશજોમાંપણ ચાલ્યું આવે છે.

સોળમા સૈકામાં રાજગાદી પ્રાચીન ગામ શીહોરમાં લાવ્યા હતા, ત્યાંહાંથી ફેરવી પછી ભાવનગરમાં લાવ્યા, જે શેહેર ઇ. સ. ૧૭૨૩ માં ઠાકોર ભાવસંગજીએ વસાવ્યું હતું. આ રાજા તથા તેના પુત્ર અખેરાજજી અને પૌત્ર વખતસીંગજી પોતાના દેશનો વેપાર આબાદ કરવાને તથા આસપાસના સમુદ્રમાં ચાંચીયા લોકો હતા તેનો નાશ કરવાને ઘણી મેહેનત લેતા. તેને લીધે ભાવનગર સંસ્થાન અઢારમી સદીના પાછલા ભાગમાં મુંબઇ સરકારના સંબંધમાં બહુ આવ્યું. ઇ. સ. ૧૮૦૭–૮ માં કર્નલ વાકર સાહેબે કાઠીયાવાડના રાજાઓ સાથે બંદોબસ્ત કર્યો તે પેહેલાં આ રાજાઓ આસપાસના ગામો જીતી પોતાના રાજની હદ વખતો વખત જેમ તક મળતી તેમ વધારતા હતા.

જ્યારે પેશવા તથા ગાયકવાડ સરકાર વચ્ચે ગુજરાત અને કાઠીઆવાડની વેહેંચણ થઇ હતી તે વખતે, આ સંસ્થાનનો પશ્ચિમ તરફનો મોટો ભાગ ગાયકવાડ સરકારના ભાગમાં આવ્યો હતો, અને પૂર્વ તરફનો નાનો ભાગ, ભાવનગર તથા સિહોરની મૂળ જાગીર સુધાંત, પેશવાને ભાગ આવ્યાં હતાં અને તે ધંધુકા અને ઘોઘા પ્રગણાનાં ભાગ ગણાતા. આ પ્રગણાંઓ પેશવાએ વસઇના તહનામાની શરતો મુજબ ઇંગ્રેજ સરકારને ઇ. સ ૧૮૦૨ માં આપ્યાથી કાઠીઆવાડના બંદોબસ્તની વખતે ભાવનગર સંસ્થાનનો કેટલોક ભાગ ઇંગ્રેજ સરકારની હદમાં આવી ચુક્યો હતો, અને બાકીનો ભાગ ગાયકવાડ સરકારને તાબે રહ્યો

હતો. પણ ભાવનગર ઉપરના જુદા જુદા હક પોતાના હાથમાં એકઠા રાખવા માટે ઇંગ્રેજ સરકારે તે સંસ્થાન ઉપરની ગાયકવાડ સરકારની રકમ લાગતા વળગતાની કબુલતથી ઇ. સ. ૧૮૦૭ માં પોતાના તરફ રાખી.

તોપણ ભાવનગર સંસ્થાનના માહારાજા સાહેબ ઇંગ્રેજ સરકારના રાજમાં આવેલાં પોતાનાં ગામ ઉપર હકુમત ચલાવતા. બાદ ઇ. સ. ૧૮૧૫ માં ઘણીક દુખદાયક સ્થિતીમાં તેઓ આવી પડ્યા, તે એ કે જો કે કાઠીઆવાડ તાબે આવેલા પોતાના મુલકની અંદર પ્રથમની માફક તેઓ અધીકાર ચલાવતા તથા બાંધિલી પેશકશી આપતા, તોપણ ઇંગ્રેજ સરકારની ખાલસા હદમાં આવેલા તેમના મુલકમાં જેમાં પોતાનાં મોટાં મોટાં ગામ તથા રેહેઠાણ હતાં, ત્યાંહાં સરકારી સામાન્ય કાયદા સરકારે લાગુ પાડ્યા. આ હેરાનગતી ઉપરાંત સરકાર ઉપર માહારાજા સાહેબના કેટલાક દાવા હતા, તે બધાની ઇ. સ. ૧૮૫૯માં તજવીજ થઇ, અને તારીખ ૨૩મી અકટોબર સને ૧૮૬૦ને રોજ એક કરાર કરવામાં આવ્યો, તે મુજબ સરકારની ખાલસા હદમાં આવેલી જાગીર ઉપર જમાનો આંકડો રૂ. ૫૨,૦૦૦ જાથુને માટે ઠરાવ્યો, અને ઠાકોર સાહેબના બીજા દાવાનો પણ ફડચો કરવામાં આવ્યો. વળી તે વખતે એમ પણ વિચાર થયો હતો કે કાઠીઆવાડ એજન્સી તાબે જે મુલક હતો તેની સ્થિતી મુજબ ભાવનગર શેહેર તથા તેના તાબાનું ગામ વડવા અને સીહોર તથા બીજાં દશ ગામ રાખવાં, પણ કાયદાની બારીકી વીષે કેટલીક શંકા ઉત્પન્ન થવાથી તે વખત તેમ બન્યું નહીં.

પણ ઇ. સ. ૧૮૬૬ના જાનેવારી માસમાં મુંબઇ સરકારે એક જાહેરનામું કાઢ્યું, તેની રૂએ સરકારી હદમાં આવેલાં આ સંસ્થાનનાં કુલ ૧૧૬ ગામ મુંબઇ ઇલાકાની મુલકી, દીવાની તથા ફોજદારી હકુમતમાંથી મુક્ત થયાં, અને કાઠીઆવાડ એજન્સી તાબાના મુલકમાં એજન્સી તરફથી જેવી દેખરેખ અત્યાર સુધી રેહેતી તેજ મીશાલે સદરહુ ગામો એજન્સીની દેખરેખ નીચે મુકવામાં આવ્યાં. ત્યારપછી આ ઠરાવ કાયદેસર છે કે નહીં તે વિશે શંકા ઉત્પન્ન થઇ હતી, પણ આખરે કાયદા કરનારી વડી સભાના ખાસ આક્ટ શને ૧૮૭૬ના ૨૦માથી તે બાબતનું છેવટ નિરાકરણ થઇ ગયું, તેથી સને ૧૮૬૬માં કરેલી ગોઠવણ મંજુર રહેલી છે.

આ બીના માહારાજા ઠાકોર સાહેબ જસવંતસિંહજીના વખતમાં બની હતી. ઇ. સ. ૧૮૬૭માં કે. સી. એસ. આઇનો ખેતાબ તેમને મળ્યો. તેઓ તખ્તસિંહજી તથા જુવાનસિંહજી નામના બે નાની વયના કુંવરો મુકી ઇ. સ. ૧૮૭૦માં ગુજરી ગયા. માહારાજા તખ્તસિંહજી હાલ ગાદી ઉપર છે, અને જુવાનસિંહજી ગુજરી ગયા છે. માહારાજા તખ્તસિંહજી તે વખત નાની ઉમરના હોવાથી રાજનું કામ ચલાવવા સરકારે જોઇન્ટ એડમીનીસ્ટ્રેશન સ્થાપ્યું, તેમાં એક ઇંગ્રેજી અમલદાર તથા બીજા આજમ ગવરીશંકર ઉદેશંકર (સી. એસ. આઇ.) જેઓ પ્રથમ દીવાન હતા તેમને નીમ્યા. જોઇન્ટ એડમીનીસ્ટ્રેશનની વખતમાં રેવન્યુ સરવે (જમીનની માપણી), જુની ભાગવટાઇની રીતને બદલે જમાબંદીની રીત, વિગેરે અગત્યના સુધારા થયા, તથા કેટલાંક લોકોપયોગી બાંધકામ, રેલવે વિગેરે થયાં. હાલના માહારાજાએ રાજકારભાર હાથમાં લીધા પછી પણ એવી જાતના સુધારા જારી રાખ્યા છે. અને તેનું પરિણામ એ થયું છે કે, જોકે આખા પશ્ચિમ હીંદુસ્તાનમાં નહીં પણ, આખા કાઠીયાવાડમાં ભાવનગર સંસ્થાન સૌથી વધારે આબાદી ભોગવે છે. વેપારની બાબતમાં જેમ આખા મુંબઇ ઇલાકામાં મુંબઇ શેહેર જે પદ્વી ભોગવે છે તે પ્રમાણે આખા કાઠીયાવાડમાં ભાવનગર ગણાય છે. ગગા તળાવ, તખ્તસિંહજી ઇસ્પીતાલ, શામળદાશ કોલેજ, હાઇસ્કુલ, તથા બ્રાંચ સ્કુલ, કન્યાશાળાઓ, કોર્ટનાં મકાનો, બાગ વીગેરે લોકોપયોગી મકાનોમાં ભાવનગર અનુપમ છે, અને એવાં કામો ઉપર ભાવનગરના જેટલું ખર્ચ બીજું કોઇ કરતું નથી.

આ સંસ્થાનમાં કુલ ૧૨૪ ગુજરાતી નિશાળો, ૧૦ કન્યાશાળાઓ, ૧ હાઇસ્કુલ તથા મુંબઇની યુનીવર્સીટી સાથે જોડાયલી બી. એ. ના ધોરણ સુધી શીખવવાની એક કાલેજ છે. આ સંસ્થાનના દરેક માહાલમાં એક એક દવાશાળા એટલે કુલ ૧૦ દવાશાળાઓ છે.

**રાજકર્ત્તા.**—મહારાજા ઠાકોર સાહેબ તખ્તસિંહજી જી. સી. એસ. આઇ. નો જન્મ સંવત ૧૯૧૪ના પોષ સુદ ૭ તારીખ ૬ જાનેવારી સને ૧૮૫૮ ને બુધવારને રોજ થયો છે, અને તેમના પિતાના મરણ પછી સંવત ૧૯૨૬ના ચૈત્ર સુદ ૧, તારીખ ૨૨ એપ્રીલ સને ૧૮૭૦ને શનીવારને રોજ તેઓ તખ્તનશીન થયા છે. તેમણે લગભગ ૭ વર્ષસુધી રાજકુમાર કાલેજમાં અભ્યાસ કરેલો છે. ઇ. સ. ૧૮૭૭માં દિલ્હીના બાદશાહી મેલાવડામાં તેઓ સામેલ

થયા હતા, ત્યાંહાં તેમને નામદાર વાઇસરૉય સાહેબ બાહાદુર તરફથી બાદશાહી નીશાન મળ્યું હતું, તથા ૧૧ તોપનું માન તેમને મળતું તેમાં વધારો કરી ૧૫ તોપનું માન પોતાની જાતને માટે કરી આપ્યું. ત્યાંહાંથી આવ્યા બાદ માહારાણી વિક્ટોરીયાએ કેસરે હિંદનો ખેતાબ ધારણ કર્યાની યાદગીરી રાખવા સારૂ તેમણે રાજકોટની પાસે આજી નદી ઉપર એક સારો પુલ બાંધવા સારૂ રૂ. ૧,૧૪,૦૦૦ બક્ષિસ આપ્યા. આ ઉપરથી તે પુલનું નામ "કયસરેહિંદ પુલ" પાડ્યું છે. તેમને રાજ્યનો કુલ અખત્યાર તારીખ ૫ એપ્રીલ સને ૧૮૭૮ના રોજ સોંપવામાં આવ્યો. આ માહારાજાએ પોતાના મુલકમાં લાખો રૂપીઆ ખરચ્યા છે, એટલુંજ નહીં પણ તેમની ઉદારતાની નિશાની રાજકોટ, મુંબઇ અને ઠેઠ વિલાયતમાં પણ પ્રખ્યાત થઇ છે. સન ૧૮૮૧માં કે. સી. એસ. આઇનો માનવંતો ખેતાબ તેમને આપવામાં આવ્યો હતો. અને તેમાં વધારો કરી હાલમાં સરકારે તેમને જી. સી. એસ. આઇ. નો ઉંચા દરજ્જાનો ખેતાબ આપ્યો છે. કાઠીયાવાડના રાજાઓમાં આ ઉંચા દરજ્જાનો બાદશાહી ખેતાબ માહારાજા સર તખ્તસિંહજીનેજ પેહેલ વેહેલો મળેલો છે.

**માહાલ.**—આ રાજના દશ માહાલ છે:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ દશક્રોઇ. | ૩ સિહોર. | ૫ કુંડલા. | ૭ લીલીયા. | ૯ ઉમરાળા. |
| ૨ બોટાદ. | ૪ ગઢડા. | ૬ તળાજા. | ૮ મહુવા. | ૧૦ બાલ. |

**બંદરો.**—આ સંસ્થાન તાબે નીચે લખેલાં મુખ્ય બંદરો છે:—

| | | |
|---|---|---|
| ૧. ભાવનગર. | ૨. મહુવા. | ૩. પીપાવાવ. |
| ૪. કાઠીવદર. | ૫. સુંદરાઇ. | ૬. સુલતાનપુર. |
| ૭. તળાજા. | | |

આ સઘળાં બંદરો આરબી સમુદ્ર અથવા ખંભાતના અખાતને કિનારે આવેલાં છે. ભાવનગરનું બંદર સુધારવાને માટે ઘણો પૈસો ખરચ્યો છે. ત્યાંહાં ૧૨૮૦ ફુટ લાંબો ડક્કો બાંધવામાં આવ્યો છે, તેમાં જુવાળ આવે ત્યારે ૧૯ ફુટ ને જુવાળ ઉતરી જાય ત્યારે ૧૦ ફુટ ઉંડું પાણી રેહે છે. મોટી ખાડીમાં વહાણ લાંગરવા સાંકળો નાખી છે અને પુસ્તા ઉપર ફરતાં હાઇ-ડ્રૉલીક ક્રેન (ભાર ઉંચકવાનાં યંત્રો) નાખેલાં છે. આ બંદરનું મહત્વ તે

ખાડીથીજ ગણાતું નથી પણ દીવાદાંડી આગળ દરિયાઇ ગોદીનું સરસ બારૂં પણ છે કે જ્યાંહાં સુધી રેલવેનો છેડો લઇ ગયા છે. અનાજ ને કાટ આ બંદરની મુખ્ય આવક છે, અને રૂ જાવક છે. કાઠીયાવાડમાં બહાર દેશાવર ખાતે હરસાલ જેટલું રૂ જાય છે તેનો લગભગ અરધ ભાગ એકલા ભાવનગર બંદરથી ચડે છે.

ભાવનગરથી બીજે નંબરે તરતી સ્થીતીમાં હાલ મહુવા બંદર છે. પણ પીપાવાવની ખાડીમાં ચોમાસાની મોસમમાં વહાણોને સારો આશ્રય મળે છે.

**રેલવે.**—ભાવનગર-ગોંડલ રેલવેની લાઇન વઢવાણથી ભાવનગર સુધી ૧૦૬ માઇલ અને ધોળા જંકશનથી ઢસા સુધી ૧૪½ માઇલ એટલે કુલ ૧૨૦½ માઇલની લાઇન આ સંસ્થાનના ખર્ચથી બાંધેલી છે. તે બાંધવાનું કુલ ખર્ચ રૂા. ૬૭,૪૧,૦૦૦ નું થયું છે.

**છાપખાનું.**—તળ ભાવનગરમાં માહારાજા ઠાકોર સાહેબે એક છાપખાનું સ્થાપ્યું છે. તેમાં દર મહિને "ભાવનગર દરબારી ગેઝેટ" નીકળે છે, તેમાં આ સંસ્થાનને લગતા કાયદા, કાનુન, સરક્યુલર તથા જાહેરનામાં વગેરે છપાય છે.

**શિક્કા.**—ભાવનગરમાં ત્રાંબા તથા રૂપાના શિક્કા ત્યાંની ટંકશાળમાં પ્રથમ પાડતા, પણ તે બંધ કરવા માટે ઇ. સ. ૧૮૪૦માં ઇંગ્રેજ સરકાર સાથે કોલકરાર થવાથી હવે આખા સંસ્થાનમાં સરકારી શિક્કાનું ચલણ છે.

**પર્વત.**—શીહોર, ખોખરા, ઉંડ, બાબરીયાધાર અને મીતીયાળા ડુંગરો, એ મુખ્ય છે. તેમાં મીતીયાળાનો ડુંગર સૌથી ઉંચો છે અને તેની ઉંચાઇ સુમારે ૧૦૦૦ ફુટ છે. તેનો પશ્ચિમ તરફનો છેડો ગીરના ડુંગરોની અડો-અડ છે.

**નદી.**—સુખભાદર, કાળુભાર, ઘેલો, શેત્રુંજી, બગડ અને માલણ, એ મુખ્ય નદીઓ છે. તેમાંની એકે લંબાઇમાં મોટી નથી તોપણ છેલી ત્રણ નદીમાં બારેમાસ પાણી રહે છે અને તેનું પાણી ખેતીવાડીના કામમાં લેવાય છે.

# ધ્રાંગધ્રા.

## પેહેલા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ..............................૧,૧૫૬ ચોરસ માઇલ.
ગામ....................................૧૨૯.
વસ્તી..............................૯૯,૬૮૬.
ઉપજ.........................રૂ. ૫,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન ઝાલાવાડ પ્રાંતની મધ્યમાં આવેલું છે, અને તેની કોઇ બાજુએ દરીઆ કીનારો નથી. તેના ઉપર ઝાલારજપુતો રાજ કરે છે. ઝાલા રજપુતો મકવાણાની જાતનો એક ભાગ છે, અને તેઓ માર્કંડયરૂષિના વંશના છે એમ કહે છે. તે પ્રથમ નગરપારકરની પાસે કેરંતીમાં રાજ કરતા હતા એમ કેહેવાય છે. ઝાલા રાજ્યનો સ્થાપનાર કેરંતીના રાજા કેસરદેવનો દીકરો હરપાળદેવ હતો. આ હરપાળદેવ ઇ. સ. સુમારે ૧૧૦૦ માં ભાગીને ગુજરાતના પાટણના રાજા કરણ સોળંકીના દરબારમાં ગએલ, જ્યાંહાં કરણ રાજાની માનીતી રાણીને ભુત વળગ્યું હતું તે કાઢવાથી તે પ્રખ્યાત થયા હતા. તે પરાક્રમને બદલે કરણે તેને ઝાલાવાડનાં ૧૮૦૦ ગામ બક્ષીસ આપ્યાં. પછી હરપાળ દેવ પાટડીમાં જઇ રહ્યા. એક દીવસતેનાં છોકરાં ફળીમાં રમતાં હતાં ત્યાંહાં એક મસ્ત હાથી આવી ચડયો. તેમને તેની સ્ત્રીએ યુક્તિથી ઝાલી લઇ બચાવ્યાં. અને "ઝાલવું" એ શબ્દ ઉપરથી તેમના વંશનું નામ ઝાલા પડ્યું.

આ હરપાળ દેવના વંશમાં એક રાજોધરજી થયા તેમણે સંવત ૧૫૪૪ (ઇ. સ. ૧૪૮૮) ના માહાવદ ૧૩ ને દીવસ હળવદ શેહેર વસાવી ત્યાંહાં રાજ ગાદી સ્થાપી. ત્યારબાદ રાયસીંહજીએ ધ્રાંગધ્રા ગામ વસાવી ત્યાંહાં વરસમાં થોડી મુદત રેહેવા માંડયું. આખરે ઇ. સ. ૧૭૮૨ માં રાજ જસવતસિંહજીએ ધ્રાંગધ્રામાં ગાદી આણી, ત્યારથી ધ્રાંગધ્રા ઝાલાઓનું મુખ્ય શેહેર થયું.

આખું ધ્રાંગધ્રા શેહેર જે ઘણા સરસ પથ્થર તેની પડોશમાં નીકળે છે તેથી બંધાએલું છે. શેહેરને ત્રણ દરવાજા ને એક બારી છે. તે ફલકુ

નદીને કાંઠે આવેલું છે. તેમાં રાજસાહેબનો મેહેલ ને રામચંદ્રજી, રણછોડજી, કૃષ્ણબળદેવ, સ્વામી નારાયણ તથા રોકડીયા હનુમાનનાં મંદીરો એ મુખ્ય મકાનો છે. ધ્રાંગધ્રાના પથ્થરની ખાણો આખા ગુજરાતમાં મશહુર છે.

આ સંસ્થાનમાં એક ઇંગ્રેજી, ૩૨ ગુજરાતી નીશાળો અને ત્રણ કન્યા-શાળા છે. અને મુખ્ય શેહેરોમાં ત્રણ દવાશાળાઓ સ્થાપી છે.

**રાજ્યકર્ત્તા.**—માહારાજા રાજસાહેબ સર માનસિંહજી કે.સી.એસ. આઇ. હાલ ગાદી ઉપર છે. તેમનો જન્મ સંવત ૧૮૯૩ ના પોષ સુદ ૫, તારીખ ૧૧ જાનેવારી સને ૧૮૩૭ ને બુધવારને રોજ થયો છે. અને સંવત ૧૯૨૫ ના આશો વદ ૮, તારીખ ૨૮ અકટોબર શન ૧૮૬૯ ને ગુરૂવારને રોજ તખ્તન-શીન થયા છે. ઇ. સ. ૧૮૭૦ માં રાજસાહેબ નામદાર ડયુક ઑફ એડીનબરોની મુલાકાત લેવાને મુંબઇ ગયા હતા, તેની યાદગીરી કાયમ રાખવા સારૂ તેમણે રાજકોટ સીવીલ સ્ટેશનમાં એક ધરમશાળા બંધાવવા રૂ. ૧૫૦૦૦ બક્ષીસ આપ્યા હતા. ઇ. સ. ૧૮૭૭ના જાનેવારીની ૧ લી તારીખે દિલ્હીના દરબારમાં રાજસાહેબ માંદગીને લીધે હાજર થઇ શક્યા નહોતા, તોપણ તે બીનાની યાદગીરી સારૂ તેમને બાદશાહી નીશાન મળ્યું હતું, અને ૧૧ તોપનું માન તેમને મળતું તેમાં વધારો કરી ૧૫ તોપનું માન તેમની જાતને માટે કરી આપવામાં આવ્યું હતું; ને ત્યારબાદ સન ૧૮૭૮ માં કે.સી.એસ.આઇનો માનવંતો ખેતાબ આપવામાં આવ્યો હતો.

**માહાલ.**—આ સંસ્થાનના પાંચ માહાલ છે:—

૧ ધ્રાંગધ્રા. ૨ હળવદ. ૩ સીથા. ૪ ઉમરડા. ૫ મેથાણ.

**નદીઓ.**—મુખ્ય નદીઓ:—

૧ બાંભણ. ૨ ચંદ્રભાગા. ૩ બીલગંગા. ૪ ફલકુ.

તેમાંની કોઇ મોટી નથી, તોપણ શિયાળા તથા ઉનાળાની મોસમમાં લોકો તેની તળેટીમાં ઓરીયા કરી વાડીમાં પાણી વાપરે છે.

**સરોવર.**—હળવદમાં તથા તેની પાસેના ગામ માનસરમાં સુંદર સરોવર છે. જેને સામતસર તથા માનસર કહે છે. વળી સીથા પાસે અંબાવ

અને ચંદ્રાસર નામનાં બે સારાં તળાવ છે. અને માલણીયાદ તથા કાંથરોડીમાં બાંધેલાં તળાવો છે. ધ્રાંગધ્રામાં પણ રણમલસર નામનું બાંધેલું તળાવ છે. હાલમાં ધ્રાંગધ્રાની દક્ષિણે એક મોટું તળાવ બાંધવામાં આવ્યુંછે.

**ખનીજ પદાર્થો.**—ઉમરડા નજીકના ડુંગરોમાં જાત જાતના રંગના પથ્થર નીકળે છે. તે આખા કાઠીયાવાડ તથા ગુજરાતમાં પ્રખ્યાત છે. આ પથ્થરોમાંથી જાત જાતના સુંદર કોતરેલાં વાસણો બનાવવામાં આવે છે. ધ્રાંગધ્રાને વાવ્યખુણે આશરે ચૌદ માઇલ દુર કચ્છના રણને કાંઠે આ સંસ્થાનના ગામ કુડામાં વડાગરૂં મીઠું પાકે છે.

---

# મોરબી.

## બીજા વર્ગનું સંસ્થાન.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૮૨૨ ચોરસ માઇલ. |
| ગામ | ૧૩૬. |
| વસ્તી | ૮૯,૯૬૪. |
| ઉપજ | રૂ. ૮,૦૦,૦૦૦. |

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન કાઠીઆવાડનાં બીજા વર્ગનાં સંસ્થાનોમાં પેહેલું છે. તે કાઠીઆવાડના ઉત્તર ભાગમાં મચ્છુ નદીને કાંઠે આવેલું છે. અહીંના રાજકર્ત્તાને બીજા વર્ગના બીજાં સંસ્થાનો કરતાં બે તોપનું વધારે એટલે ૧૧ તોપનું માન મળે છે, અને તેમને માહારાજાનો ઇલકાબ છે.

કચ્છ તથા નવાનગર સુધાંત જાડેજાના આખા કુળમાં મોરબીની શાખા વડી છે એમ અહીંના રાજા માને છે. મોરબીના મુળ પુરૂષ કચ્છના જાડેજા કાંયાજી હતા એમ કેહેવાય છે. કાંયાજીના પિતા રવાજીને તેના ભાઇઓએ મારી નાખ્યા હતા, તે પછી તેણે ઇ. સ. ૧૭૨૦ માં વાગડનો મુલક તથા મોરબીની જમીનદારી મેળવી હતી.

અહીંના છેલા રાજા ઠાકોર સાહેબ રવાજી થઇ ગયા. તે ગુણવાન તથા હોંશીયાર રાજા હતા. ન્યાયની કોર્ટો પેહેલ વેહેલી તેમણે સ્થાપી હતી. તેઓ ઇ. સ. ૧૮૭૦ માં બે નાની વયના કુંવરો મૂકી સ્વર્ગવાસી થયા, તેથી ઇંગ્રેજ સરકારે રાજની લગામ પોતાને હાથ લઇ જોઇન્ટ એડમીનીસ્ટ્રેશનથી નવ વરસ સુધી રાજ ચલાવ્યું.

તળ મોરબીમાં એક ઇંગ્રેજી નીશાળ તથા આખા સંસ્થાનમાં ૨૪ ગુજરાતી નિશાળ, બે કન્યાશાળા અને બે દવાશાળા છે.

**રાજકર્ત્તા.**—માહારાજા ઠાકોર સાહેબ શ્રી વાઘજીનો જન્મ સંવત ૧૯૧૪ ના વૈશાખ સુદ ૪, તારીખ ૧૭ એપ્રીલ શન ૧૮૫૮ ને ગુરૂવારને રોજ થયો છે; અને સંવત ૧૯૨૬ ના માહાવદ ૧ તારીખ ૧૭ ફેબરવારી શન ૧૮૭૦ ને રોજ તખ્ત નશીન થયા છે. રાજકોટની રાજકુમાર કાલેજમાં આસરે સાત વરસ સુધી અભ્યાસ કર્યા બાદ ક્યાપટન હંટ્રી સાહેબ જોડે તેમણે ઇ. સ. ૧૮૭૭–૭૮ માં હિંદુસ્તાનની મુસાફરી કરી છે. મુસાફરીથી પાછા આવ્યા બાદ રાવબહાદુર શંભુપ્રસાદની સાથે રાજકારભારમાં એક વર્ષ સુધી જોઇંટ એડમીનીસ્ટ્રેટર તરીકે સામેલ રહ્યા હતા; અને તારીખ ૧ જાનેવારી સને ૧૮૭૯ ને રોજ તેમને રાજનો કુલ અખત્યાર સોંપવામાં આવ્યો. ત્યાર બાદ સન ૧૮૮૩ માં તેમણે યુરોપની મુસાફરી કરી ઇંગ્લાંડ જઇ આવ્યા. માહારાજા ઠાકોર સાહેબે પોતાના મુખ્ય શેહેરમાં ઇલેક્ટ્રીક લાઇટ અથવા વીજળીના દીવા અને ટેલીફોન દાખલ કર્યાની પેહેલ કરીછે. તેમના નાના ભાઇ કુમાર શ્રી હરભમજી પણ રાજકુમાર કાલેજમાં અભ્યાસ પુરો કર્યા બાદ કેમ્બ્રીજની પાઠશાળામાં ઊંચા પ્રકારની કેળવણી લેવા ઇ. સ. ૧૮૮૧ માં ઇંગ્લંડ ગયા હતા. ત્યાંહાં લગભગ ત્રણ વર્ષ રહી બી. એ. ની પદ્વી મેળવી છે એટલુંજ નહીં પણ બારીસ્ટર પણ થયાછે.

**માહાલ**—આ રાજના ત્રણ માહાલછે. મોરબી, ટંકારા ને વવાણીયા. તે સિવાય આધોઇ માહાલ રણને સામે કાંઠે કચ્છ પ્રાંતમાં આવેલો છે.

**બંદર**—આ સંસ્થાનમાં વવાણીયા તથા ઝીંગી એ બે બંદરોછે. પરંતુ વવાણીયા બંદર ઉપર કચ્છના કેટલાએક હકછે તથા તે બાબત કેટલીક તક-

રાર ચાલે છે જેથી ત્યાંહાં વેપાર ઘણો થોડો છે. અને ઝીંગી બંદર અખાતથી ઘણું દૂર હોવાને લીધે મોટાં વહાણો ત્યાંહાં જઇ શકતાં નથી, એટલે ત્યાંહાં પણ વેપાર વધારે ચાલે તેવું નથી.

**રેલવે**—માહારાજા ઠાકોર સાહેબની તાજેતર ઇંગ્લંડની મુસાફરીમાં સ્ટીમ ટ્રામ ઉપર તેમનું લક્ષ ખેંચાતાં તેમને ત્યાંહાં એવો વિચાર સુજયો કે આવી ટ્રામવે આ પ્રાંતમાં કાઢવી, તે ઉપરથી જરૂરી સામાન તરતજ ખરીદીને મુંબઇ રવાના કરી દીધો. તેથી વઢવાણથી મોરબી સુધી લાઇન બાંધવાનું કામ ચાલું કર્યું છે, અને ડોલીયા સ્ટેશન સુધી તો ટ્રામવે ચાલતી પણ થઇ છે.

**નદીઓ**—મોટી નદી ફક્ત મચ્છુ છે. તે મોરબીને પાદર થઇ માળીયા આગળ કચ્છના રણને મળેછે. આ નદી ઉપર આશરે ત્રણ લાખ રૂપીઆ ખરચીને મોરબી આગળ એક મોટો પુલ બાંધ્યો છે.

---

# વાંકાનેર.

## બીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ..........................................૪૧૫ ચોરસ માઇલ.
ગામ..........................................૮૭.
વસ્તી..........................................૩૦,૪૯૧.
ઉપજ..........................................રૂ. ૨,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન ઝાલાવાડ પ્રાંતની નૈરૂત્ય ખુણમાં આવેલો છે. અહીંના રાજા ધ્રાંગધ્રાની ગાદીએથી ઉતરેલા ઝાલા રજપૂતછે. આ રાજ્ય હળવદના રાજ ચંદ્રસીંહજીના વડા દીકરા પૃથુરાજજીના પુત્ર સરતાનજીએ ઇ. સ. સુમારે ૧૬૦૫ માં સ્થાપેલું છે. ચંદ્રસીંહના મરણ પછી હળવદની ગાદી તેના નાના દીકરાએ પચાવી પાડી, તેથી સરતાનજી નવાનગરના માહારાજા જામ સાહેબની મદદથી ગઢીઆ ડુંગર પાસે

આવી બાબરીઆ તથા મેઆઓને હાંકી કાઢી, ત્યાંહા વાંકાનેર ગામ વસાવી સ્વતંત્ર રાજ સ્થાપ્યું, તે એવી મતલબથી કે ત્યાંહાંથી હળવદ ઉપર હુમલા કરવાનું ઠીક પડે. તેણે તથા તેના વંશજોએ હળવદ ઉપર વખતો વખત ચઢાઇ કરી પણ ફતેહ પામ્યા નહીં. પરંતુ ધીમે ધીમે આસપાસના ગામ જીતી આ સંસ્થાનની આબાદી કરી. આંહીના રાજ સાહેબને ૯ તોપનું માન સને ૧૮૭૭ ના દીલ્હીના બાદશાહી મેલાવડાની વખતે મળેલું છે.

વાંકાનેર શેહેર પતાળીઓ વોકળો તથા મચ્છુ નદીના સંગમ ઉપર આવેલું છે, તેથી તે શેહેરને પૂર્વ દીશાના ભાગ શિવાય ફરતું પાણી છે. અહીંઆ દેશી સુતરૂ કાપડ જેવાં કે, પીછોડી, ખેસ, વીગેરે બને છે, અને તે કાપડ આ ઇલાકાના લોકો બહુ વાપરે છે.

આ સંસ્થાનમાં, સાત ગુજરાતી નિશાળો તથા એક સંસ્કૃત પાઠશાળા અને એક કન્યાશાળા છે, તથા તળ વાંકાનેરમાં એક અને મહીકામાં એક એમ બે દવાશાળાઓ છે.

**રાજ્યકર્તા.**—રાજ શ્રી અમરસીંહજી ઉર્ફે ગગુભા સાહેબ હાલ ગાદી ઉપર છે. તેમનો જન્મ સંવત ૧૯૩૫ ના પોષ શુદ ૧૧ તારીખ ૪ જાનેવારી સને ૧૮૭૯ શની વારમે રોજ થયો છે, અને સંવત ૧૯૩૭ ના જેઠ વદ ૧૪, તારીખ ૨૫ જુન સને ૧૮૮૧ શની વારના રોજ તખ્તનશીન થયા છે. પણ તેઓ ફકત સાત વરસની સગીર ઉમરના હોવાથી એ રાજ્યનો કારબાર ઇંગ્રેજ સરકારથી નીમાયલા કારભારી ચલાવે છે.

**માહાલ.**—આ સંસ્થાનના ત્રણ માહાલ છે. તીથવા, લુણસર અને મેસરીઆ. વળી આ સંસ્થાનનું ખસતા કરીને એક ગામછે તે રાજ્યના બીજા ભાગથી છુટું પડીને અમદાવાદના ધંધુકા પ્રગણામાં આવેલું છે, જેની ઉપજ આશરે રૂ. ૪૦,૦૦૦ ની છે.

**નદીઓ.**—મોટી નદી ફકત મચ્છુ છે, તે તેના મુળ આગળ બેટી નદીના નામથી ઓળખાય છે. આ નદીનું પાણી ખેતી વાડીના કામમાં લેવાય છે.



# પાલીતાણા.

## બીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ..............................૨૮૯ ચોરસ માઇલ.
ગામ..............................૮૭.
વસ્તી..............................૪૯,૨૭૧.
ઉપજ..............................રૂ. ૫,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત**—આ સંસ્થાન ગોહેલવાડ પ્રાંતના મધ્ય ભાગમાં આવેલું છે. ને ત્યાંહાંનાં રાજા ગોહેલ રજપુત છે. ગોહેલો કાઠીઆવાડમાં આવ્યા તે વખત તેમના સરદાર સેજકજી હતા તેમની ઓલાદના તે છે. સેજકજીના દીકરા શાહજીએ આહીંની ગાદી સ્થાપી હતી. તેને કાંતો જુનાગઢના રા પાસેથી અથવા તેના ભાઇ સારંગજી પાસેથી માંડવીનો ટપો જાગીરમાં મળેલો. ત્યારપછી થોડી મુદ્દતે તેણે ગારીઆધાર જીતી ત્યાંહાં ગાદી ફેરવી, અને ત્યારબાદ થોડી મુદ્દતે પાલીતાણામાં ગાદી લઇ આવ્યા. એવું કહેવાય છે કે પાલીતાણાનું મુળ નામ "પાલીસ્થાન" હતું. તેમાં "પાલી" એ બૌધ લોકોની ભાષાનું નામ છે, અને "સ્થાન" એટલે ઠેકાણું. જ્યારે કાઠીઆવાડમાં બૌધ મતનો ઘણો ફેલાવો થયો હતો, ત્યારે તેનું મુખ્ય મથક પાલીતાણા હતું.

સને ૧૮૭૭ માં દીલ્હીના મેલાવડાની વખતે અહીંના ઠાકોર સાહેબને ૯ તોપનું માન આપવામાં આવ્યું છે.

આ સંસ્થાનમાં સોળ ગુજરાતી નીશાળ અને એક કન્યાશાળા છે અને તળ પાલીતાણામાં એક દવાશાળા છે.

**રાજ્ય કર્ત્તા.**—ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી હાલ ગાદી ઉપર છે. તેમનો જન્મ સંવત ૧૯૧૮ના જેઠ સુદ ૮, તારીખ ૭ જુન ૧૮૬૨ને બુધવારના રોજ થયો છે, ને સંવત ૧૯૪૨ના માગસર વદ ૨, તારીખ ૨૩ ડીસેમ્બર સને ૧૮૮૫ને બુધવારના રોજ ગાદીનશીન થયા છે. જોકે તેમણે કોઇ કાલેજ કે નિશાળમાં કેળવણી લીધી નથી, તોપણ તેઓ ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન ધરાવે છે.

**માહાલ.**—આ સંસ્થાનના બે માહાલ છે, પાલીતાણા અને ગારીઆધાર.

**પર્વત.**—પાલીતાણાથી આશરે એક માઇલ દુર દક્ષિણ તરફ શેત્રુંજાનો ડુંગર છે, જે જૈન ધર્મમાં ઘણો પવિત્ર ગણાય છે. તે દરિયાની સપાટીથી ૧૯૭૭ ફુટ ઉંચો છે. ને તેનાં બે શિખર છે. આખો ડુંગર દેહેરાંથી ભરેલો છે, જેમાં આદીનાથ, કુમારપાળ, વીમળશાહ, સાંપ્રીતીરાજા અને ચોમુખનાં દેહેરાં પ્રખ્યાત છે. તેમાંનું છેલું દેહેરૂં એટલું બધું ઊંચું છે કે તે ૨૫ માઇલને છેટેથી દેખાય છે. હિંદુસ્થાનમાં જૈન ધર્મના પાંચ પવિત્ર ડુંગરોમાં આ ડુંગર સૌથી વધારે પવિત્ર ગણાય છે. તેથી લાખો જાત્રાળુ દર વરસ અહીં આવે છે. દેહેરાંઓની આસપાસ એક કિલ્લો બંધાવેલો છે. આ ડુંગરને મથાળે મુસલમાનની અંગાર પીરની જગ્યા છે, પણ તે કિલ્લાની બાહાર છે.

**નદી.**—પાલીતાણા સંસ્થાનમાં શેત્રુંજી અને ખારી નદી છે. ખારી નદી એ શેત્રુંજીને આગળ જતાં મળે છે.

---

# ધ્રોળ.

## બીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ..............................૨૮૩ ચોરસ માઇલ.
ગામ....................................૬૫.
વસ્તી..............................૨૧,૭૭૬.
ઉપજ..........................રૂ. ૧,૪૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન હાલાર પ્રાંતમાં રાજકોટ અને નવાનગરના રસ્તાની મધ વચમાં આવેલું છે. અહીંના ઠાકોર સાહેબ તથા નવાનગરના માહારાજા જામસાહેબ એકજ વંશના જાડેજા રજપુત છે. આ ગાદીનો મુળ પુરૂષ જાડેજા હરધોળજી હતા. તે નવાનગરનું રાજ્ય સ્થાપનાર જામરાવલના ભાઇ થાય. એ બંને ભાઇઓ કચ્છના ફટાયા હતા; તેઓએ જેઠવાઓ અને ચાવડાઓ પાસેથી હાલારનો મોટો ભાગ જીતી

લઇ જૂદાં જૂદાં સંસ્થાન સ્થાપ્યાં. ધ્રોલના હાલના ઠાકોર સાહેબ આ હરધોળજીના વંશના છે. તેમને નવ તોપનું માન મળે છે, આ માન સન ૧૮૭૭ માં માહારાણીએ કેસરે હીન્દનો ખેતાબ ધારણ કર્યો તે વખતે મળેલ છે.

આ શેહેરથી સુમારે બે માઇલ દૂર ભુચર મોરીની જગ્યા છે ત્યાંહાં મુસલમાન બાદશાહની અને નવાનગરના જામસાહેબની ફોજો વચે ઇ. સ. ૧૫૯૧ ની સાલમાં ભયંકર યુદ્ધ થયું હતું. તે ઉપરથી તેનું નામ ભૂચર મોરી પડેલું છે.

આ સંસ્થાનમાં એક ઇંગ્રેજી નિશાળ, આઠ ગુજરાતી નિશાળો તથા એક કન્યાશાળા છે, અને તળ ધ્રોળમાં એક દવાશાળા છે.

**રાજકર્ત્તા.**—ઠાકોર સાહેબ શ્રી જયસીંહજીનો જન્મ સંવત ૧૮૮૧ ના કારતક સુદ ૩ એટલે તારીખ ૨૫ મી અકટોબર સને ૧૮૨૫ સોમવારને રોજ થયો છે, અને તેઓ સંવત ૧૯૦૦ ના ચૈત્ર વદ ૭, તારીખ ૯ એપ્રીલ સન ૧૮૪૪ ના રોજ ગાદીએ બેઠા છે.

**માહાલ.**—આ સંસ્થાનના બે માહાલ છે:—ધ્રોલ અને સરપદડ.

ગેઝેટ.—આ સંસ્થાન તરફથી 'ધ્રોળ દરબારી ગેઝેટ' નામનું માસીક એક પત્ર છપાય છે, તેમાં સંસ્થાનને લગતા ધારા, કાયદા, સરક્યુલર, જાહેર ખબર વીગેરે પ્રગટ કરવામાં આવે છે.

# લીંબડી.

## બીજા વર્ગનું સંસ્થાન.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૩૪૪ ચોરસ માઇલ. |
| ગામ | ૭૨. |
| વસ્તી | ૪૩,૦૬૩. |
| ઉપજ | રૂ. ૨,૫૭,૦૦૦. |

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન ઝાલાવાડ પ્રાંતની દક્ષિણે છે, અને ત્યાંહાંનાં રાજા ઝાલા રજપૂત છે. હરપાળદેવ જે ધ્રાંગધ્રા અને

લીંબડીના સામાન્ય મુળ પુરૂષ હતા તેમાંથી લીંબડીની ગાદીની ઉત્પતી છે. હરપાળદેવને ત્રણ દીકરા હતા, તેમાંથી મોટા સોઢાજીએ ધ્રાંગધ્રાની ગાદી સ્થાપી, અને બીજા માંગુજી આ રાજ્યના સ્થાપનાર હતા, ત્રીજા શેખરાજજીને સચાણા અને ચોર વડોદરા મળેલાં હતાં. માગુજી પ્રથમ પોતાનું રેહેઠાણ જાંબુમાં સ્થાપી ત્યાંહાં રેહેતા, પણ પાછળથી લીંબડીમાં ગાદી ફેરવી હતી.

અહીંના ઠાકોર સાહેબને નવ તોપનું માન છે, જે સને ૧૮૭૭માં દીલ્હીના મેલાવડાની વખતે તેમને મળેલ છે.

ભાવનગર–ગોંડલ રેલવેની લાઇન લીંબડી પાસે થઇને જાયછે, અને તે ઠેકાણે સ્ટેશન છે.

આ તાલુકામાં ભાલનો ભાગ જે આવેલો છે, તેમાં ચોમાસાની રૂતુમાં ચાર નદીઓનો કાંપ જામે છે. આથી જમીન ઘણી ફળદ્રુપ થઇ ઘઉંનો પાક શિઆળામાં સારો થાય છે. તેને ખાતર પાણીની જરૂર રેહેતી નથી, તેમ તેના ઉપર બીજી સાધારણ જમીન જેટલી મેહેનત કરવી પડતી નથી.

આ સંસ્થાનમાં એક ઇંગ્રેજી નિશાળ, ચૌદ ગુજરાતી નિશાળો, બે કન્યાશાળાઓ અને તળ લીંબડી શેહેરમાં એક દવાશાળા છે.

રાજકર્ત્તા.—માનવંતા ઠાકોર સાહેબ જસવતસીંહજીનો જન્મ સંવત ૧૯૧૫ના વૈશાક વદ ૬ તારીખ ૨૩ મે સન ૧૮૫૯ને સોમવારને રોજ થયો છે; તેઓ સંવત ૧૯૧૮ના માહા સુદ ૧, તારીખ ૩૦ જાનેવારી સને ૧૮૬૨ને ગુરૂવારને રોજ ગાદીનશીન થયા છે; પરંતુ તે વખતે નાની ઉમરના હોવાથી તેમને રાજકોટની રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ કરવાને મોકલવામાં આવ્યા હતા. ત્યાંહાં વિદ્યાભ્યાસ પુરો કર્યા બાદ રાજકુમાર કૉલેજના પ્રિન્સીપાલ મેકનૉટન સાહેબની સાથે તેમણે ઇંગ્લન્ડની મુશાફરી કીધી. ત્યારબાદ સન ૧૮૭૬માં તેમને સંસ્થાનની લગામ સોંપવામાં આવી. ત્યાંહાં સુધી આ સંસ્થાનનો રાજ્યકારભાર સરકારે નીમેલા અમલદારોએ ચલાવ્યો હતો. ઇ. સ. ૧૮૮૪માં સ્થાનીક કાયદા કરનારી સભાના મેંબરનો હોદ્દો સરકારે તેમને આપ્યો છે. કાઠીઆવાડના રાજાઓમાં આ માનવંતો હોદ્દો તેમનેજ પેહેલ વહેલો મળેલો છે.

# રાજકોટ.

## બીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ..............................૨૮૨ ચોરસ માઇલ.
ગામ..................................૬૧.
વસ્તી...........................૪૦,૫૨૭.
ઉપજ.......................રૂા. ૨,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ બીજા વર્ગનું સંસ્થાન હાલાર પ્રાંતના પૂર્વ ભાગમાં અને કાઠીઆવાડની મધ્યમાં આવેલું છે. અહીં જાડેજા રજપુત રાજ કરે છે. તે નવાનગરના જામસાહેબ સાતાજીની ઓલાદના છે. જામ સાતાજીના ટીલાયત કુંવર અજાજી, જે ધ્રોલ પાસે ભુચરમોરીની લડાઇમાં ઇ. સ. ૧૫૯૧ માં મરાણા હતા, તેમના નાના કુંવર વીભાજી રાજકોટની ગાદીના સ્થાપનાર હતા. તે સરધારના વાઘેલા રાજાની દીકરીને પરણેલા, તેના તરફથી તેને ચીભડા ગામ કન્યાદાનમાં મળેલ તેથી વીભાજી ચીભડે આવીને રહ્યા હતા. પછી મુસલમાનોની સાથે મળી સરધાર ઉપર તેણે ચઢાઇ કરાવી. તેમાં સરધારના વાઘેલા ઠાકોરો હાર્યા, અને પછી હળવે હળવે મુસલમાનોએ તમામ વાઘેલાઓને ત્યાંહાંથી હાંકી કાઢ્યા. આ નોકરીના બદલામાં વીભાજીને મુસલમાનોએ સરધારમાં રહેવા દીધા એટલુંજ નહીં પણ આસપાસના કેટલાંક ગામો બક્ષીસ આપ્યાં. પછી મુસલમાનોની સાથે દોસ્તી રાખીને પોતાના રાજનો પાયો વધારે મજબુત કરતા ગયા. વિભાજી ઇ. સ. ૧૬૩૫ માં ગુજરી ગયા. તેમની પાછળ તેમના મોટા કુંવર મેરામણજી ગાદીએ બેઠા. મેરામણજીને બે કુંવર હતા, સાહેબજી અને કુંભોજી, તેમાં મોટેરા સાહેબજી સરધારમાં ગાદી ઉપર બેઠા, તથા નાના કુંભાજીને અરડોઇ ને રીબ મળ્યાં. આ કુંભોજી ગોંડલની ગાદીના સ્થાપનાર હતા.

સાહેબજી પછી બામણીઓજી અને તેમના પછી મેરામણજી (બીજા) થયા, જેણે ઇ. સ. ૧૭૦૭ પછી મુસલમાનોની પડતી જોઇ, તેમની પાસેથી

રાજકોટ જીતી લીધું. પણ ઇ. સ. ૧૭૨૦ માં જુનાગઢના નાયબ ફોજદાર મસુમખાંએ ચઢાઇ કરી પાછું છીનવી લીધું. તે લડાઇમાં મેરામણજી મરાણા. આ બાહાદુરીને બદલે મસુમખાનને રાજકોટ-સરધારના ફોજદારનો હોદો મળ્યો, અને પાછળથી આ જગ્યાઓ તેને જાગીરમાં મળી. આ મસુમખાંએ ઇ. સ. ૧૭૨૨માં રાજકોટનો કીલ્લો બાંધી તે શેહેરનું નામ મસુમાબાદ પાડયું. તેણે ઇ. સ. ૧૭૩૨ સુધી રાજકોટમાં રાજ કર્યું. પણ મેરામણજીના મોટા દીકરા રણમલજી જાતે બહુ શુરવીર તેથી ઇ. સ. ૧૭૩૨ માં ચઢાઇ કરીને લડાઇમાં મસુમખાંને મારી રાજકોટ જીતી લીધું, અને પછી કોટડાના તાલુકદારની મદદથી તેણે મુસલમાન થાણદારને સરધારમાંથી કાઢી મુકયો. ત્યારથી આ તાલુકો તેના વંશજો બીન હરકતે ભોગવે છે. અહીંના ઠાકોર સાહેબને ૯ તોપનું માન મળે છે; આ માન ઇ. સ. ૧૮૭૭ માં માહારાણીએ કયસરેહિંદનો એતાબ ધારણ કર્યો તે વખતે આપવામાં આવ્યું હતું.

હાલના ઠાકોર સાહેબની સગીર ઉમરના વખતમાં એટલે સન ૧૮૬૭ થી સન ૧૮૭૪ સુધી આ રાજ સરકારની દેખરેખ તળે હતું. તે દરમીયાન કેટલાંક લોકોપયોગી કામો તથા રાજ વહીવટમાં સુધારા થયા હતા.

આ સંસ્થાનમાં તેર ગુજરાતી નીશાળ અને એક કન્યાશાળા છે, તથા તળ રાજકોટ શેહેરમાં એક દેશી દવાખાનું છે.

આ સંસ્થાન કાઠીઆવાડની મધ્યસ્થમાં આવવાથી શેહેરથી થોડે દુર બ્રિટીશ સરકારે પોતાની છાવણી તથા સિવિલ સ્ટેશન સ્થાપ્યાં છે. સિવિલ સ્ટેશન એ કાઠીઆવાડના પોલીટીકલ એજંટ તથા હાલાર પ્રાંતના આસીસટંટ પોલીટીકલ એજંટ સાહેબનાં મુખ્ય સ્થળ છે. અને છાવણીમાં ઇલાકાનું રક્ષણ કરવા માટે ફોજ રહે છે. લશ્કરની છાવણી તથા સિવિલ સ્ટેશન જે જમીન ઉપર બાંધેલાં છે તે રાજકોટ દરબાર પાસેથી લેવામાં આવી છે. છાવણી સને ૧૮૨૨ની સાલમાં સ્થાપી હતી; જેને માટે રાજકોટ દરબારની પેશકશીમાંથી રૂ. ૨૮૯૪-૪-૧૦ની રકમ દર વરસ વાળી આપવામાં આવે છે. અને સિવિલ સ્ટેશન* ત્યારબાદ ઘણી મુદ્દતે એટલે

*એજંન્સીની કોઠી તો જે વખતે લશ્કરની છાવણી થઇ તેજ વખતથી સ્થાપવામાં આવી હતી.

સને ૧૮૬૩ની સાલમાં સ્થાપ્યું હતું, અને તે બદલ સિવિલ સ્ટેશન ફંડમાંથી દર વરસ રૂ. ૧૫૦૦ની રકમ આપવામાં આવે છે.

સિવિલ સ્ટેશનમાં એજન્સીના આશ્રય તળે તથા કાઠીઆવાડનાં સંસ્થાનોની મદદથી ઘણાં લોકોપયોગી મકાનો, જેવાં કે રાજકુમાર કૉલેજ, પુરૂષ તથા સ્ત્રી શિક્ષકો કેળવવાની ટ્રેનીંગ કાલેજો, આલ્ફ્રેડ હાઇસ્કુલ, સિવિલ ઇસ્પીતાલ, પતીઆની ઇસ્પીતાલ, મુશાફરી બંગલો, ધર્મશાળા, કયસરેહિંદ પુલ, પીપલ્સ પાર્ક, અને એવાં બીજાં કામોથી રાજકોટ સ્ટેશન સુશોભીત થઇ રહ્યું છે.

**રાજકર્ત્તા.**—ઠાકોર શ્રી બાવાજીરાજનો જન્મ સંવત ૧૯૧૨ના શ્રાવણ વદ ૩૦, તારીખ ૩૦ આગસ્ટ સને ૧૮૫૬ને શનીવારને રોજ થયો છે; અને સંવત ૧૯૧૯ના કારતક વદ ૨, તારીખ ૮ નવેમ્બર સને ૧૮૬૨ને રોજ ગાદીનશીન થયા છે. તેમની સગીર ઉમરમાં રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કર્યાબાદ તથા ઉમર લાયક થયાથી હીંદુસ્થાનની મુશાફરીનો લાભ લીધા બાદ ઇ. સ. ૧૮૭૪ના નવેમ્બર માસમાં સરકારે તેમને અમુક અખ્તાર આપી રાજ સ્વાધીન કર્યું હતું. અને છેવટ સને ૧૮૭૬ના જાનેવારીની તારીખ ૧૭મીના રોજ કુલ અખ્તાર તેમને મળ્યો છે.

**માહાલ.**—આ સંસ્થાનના ત્રણ માહાલ છે. રાજકોટ, સરધાર અને કુવાડવા.



# ગોંડલ.

## બીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ.............................૧૦૨૫ ચોરસ માઇલ.
ગામ.................................૧૭૪.
વસ્તી.............................૧,૩૫,૬૦૪.
ઉપજ.............................રૂ. ૧૪,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન, જે હાલાર પ્રાંતના સરસ ભાગમાં આવેલું છે, તેના રાજકર્ત્તા જાડેજા રજપુત છે, અને તે રાજકોટથી

ઉતરેલા છે. ગોંડલનું રાજ સ્થાપનાર, સરધારના ઠાકોર મેરામણજી (પેહેલા)ના દીકરા કુંભોજી (પેહેલા) હતા. મેરામણજી બે રાણી પરણ્યા હતા, તેમાં એક ગોંડલના ચુડાસમાની દીકરી હતી, અને બીજી કોઇ બીજી જાતના રજપુતની દીકરી હતી. દરેક રાણીને એક એક પુત્ર હતો. ચુડાસમા રાણીના કુંભોજી, અને બીજી રાણીના સાહેબજી જે ટીલાયત હતા. ચુડાસમા રાણી ઉપર મેરામણજીની પ્રિતિ ઘણી હતી, તેથી સાહેબજી રીસાઇને નવાનગર ગયા હતા. પણ મેરામણજીના મૃત્યુ પેહેલાં તે પાછા સરધાર આવી પોહોચતાં ત્યાંહાંના મુસલમાન થાણદારની મદદથી ગાદીએ બેઠા. તેથી કુંભોજી રીસાઇને પોતાને મોસાળ ગોંડળમાં ગયા. આખર સાહેબજીએ કુંભાજીને અરડોઇ અને રીબ એ બે ગામ ગરાસમાં આપ્યાં. ત્યારથી તે અરડોઇમાં રેહેવા લાગ્યા ને આસપાસનાં ગામો જીતી પોતાના ગરાસમાં વધારો કર્યો. તેના મૃત્યુ પછી તેના પુત્ર સગરામજી (પેહેલા) ગોંડલમાં ગાદી લઇ ગયા. તેના પૌત્ર કુંભોજી બીજાએ ધોરાજી, ઉપલેટા, સરસાઇ વિગેરે ફળદ્રુપ પ્રગણાં મેળવી ગોંડલનો જે હાલ વિસ્તાર છે તે વીસ્તારમાં લાવી મુક્યું.

હાલના ઠાકોર સાહેબની સગીર ઉમરની દરમીયાન એટલે કે ઇ. સ. ૧૮૭૦થી ૧૮૮૪ સુધીમાં આ સંસ્થાનનો રાજકારભાર પેહેલ વેહેલાં એક ઇંગ્રેજ અમલદારે ને પછીથી જોઇન્ટ એડમીનીસ્ટ્રેટરોએ ચલાવ્યો. તે વખતમાં રાજકારોબારમાં મોટા મોટા સુધારા થયા તથા સંસ્થાનની ઉપજ-માંથી લાખો રૂપીઆ ખરચીને ઘણાંક લોકોપયોગી મકાનો, સડકો, પુલો વિગેરે બંધાવવામાં આવ્યાં. ભાવનગર-ગોંડલ રેલવેની ધોરાજીથી ધોળા સુધીની શાખાનો મોટો ભાગ આ સંસ્થાનની એકઠી થયેલી શીલકમાંથી બાધવામાં આવેલ છે. ઠાકોર સાહેબને સ્વતંત્ર અખત્યાર સોંપાયો તે દીવસની યાદગીરીમાં હુન્નરના એક કારખાનાનો પાયો નાખવામાં આવ્યો છે, જેમાંથી સારાં પરીણામ નીપજવાની આશા રહે છે, કારણ કે તે કારખાનાના સંબંધમાં સ્કાલરશીપ આપી હુન્નર શીખવવાની રીત કાઢેલી છે, જેથી કારીગર લોકોના વર્ગને હુન્નરની કેળવણી લેવા સારી મદદ મળશે. માહારાણીએ કયસરેહિંદનો ખેતાબ ધારણ કર્યો તે પ્રસંગે કાઠીઆવાડના બીજા વર્ગનાં સંસ્થાનોની સાથે અહીંના ઠાકોર સાહેબને ૯ તોપના માનનો હક આપવામાં આવ્યો છે.

આ સંસ્થાનમાં બે ઇંગ્રેજી નિશાળો, ૩૪ ગુજરાતી નિશાળો, ચાર સંસ્કૃત, એક ઉર્દુ નિશાળ, પાંચ કન્યાશાળાઓ, અને પાંચ દવાશાળાઓ છે.

રાજકર્ત્તા.—ઠાકોર સાહેબ ભગવતસિંહજી સગરામજીનો જન્મ સંવત ૧૯૨૨ ના કારતક સુદ ૫, તારીખ ૨૪ અકટોબર સન ૧૮૬૫ ને મંગળ વારને રોજ થયો છે, ને સંવત ૧૯૨૬ ના માગસર વદ ૯ તારીખ ૨૭ ડીસેમ્બર સન ૧૮૬૯ ને સોમવારને રોજ ગાદી નશીન્ થયા છે. તેમની સગીર ઉમરમાં રાજકુમાર કૉલેજમાં તેઓ પ્રખ્યાત વીદ્યાર્થી ગણાતા. કૉલેજ છોડ્યા બાદ તેમણે યુરોપની મુશાફરીનો લાભ લીધો છે. ત્યાર પછી તારીખ ૨૫ અગષ્ટ સન ૧૮૮૪ ને રોજ રાજ્યની લગામ તેમને સોંપવામાં આવી છે. તેમની સારી કેળવણીની બુજ જાણીને સરકારે તેમને ઇ. સ. ૧૮૮૫ માં મુંબઇની યુનીવર્સીટીના "ફેલો" બનાવ્યા છે. તેમને ઇંગ્રેજી વૈદકશાસ્ત્રનો શોખ હોવાથી તે બાબતનું કેટલુંક જ્ઞાન અહીં મેળવ્યું છે, અને ઘણું કરીને મેડીકલ કાલેજમાં વધારે અભ્યાસ કરવાના ઇરાદાથી પાછા વિલાયત પધાર્યા છે.

માહાલ.—આ સંસ્થાનના સાત માહાલ છે.

| | |
|---|---|
| ૧. ગોંડળ. | ૫. સરસાઇ. |
| ૨. ધોરાજી. | ૬. સુલતાનપર. |
| ૩. ઉપલેટા. | ૭. હડમતાલા. |
| ૪. ભાયાવદર. | |

રેલવે.—ભાવનગર-ગોંડળ રેલવેની ઢસાથી ધોરાજી સુધીની ૭૪¾ માઇલની લાઇન આ સંસ્થાનના ખર્ચથી બંધાએલી છે. તેમાં કુલ ખર્ચ રૂપીઆ ૨૮,૮૪,૦૦૦ નું એકઠી થયેલી શીલકમાંથી થએલું છે. આ રેલવે લાઇનનો છેડો ધોરાજીએ અટકેલો છે. આ લાઇનની સાથે ગોંડળ શેહેરને જોડવા એક શાખા કાઢવાનો વીચાર ચાલે છે તે ઘણું કરીને જેતલસર આગળ જોડાશે, કે જ્યાંહાં જુનાગઢ સંસ્થાનની રેલવેનું પણ જંકશન સ્ટેશન થશે.

છાપખાનું.—થોડી મુદ્દત થયાં તળ ગોંડળમાં એક દરબારી છાપખાનું ખોલવામાં આવ્યું છે. તેમાં દર મહિને "ગોંડળ દરબારી ગેજેટ" નામનું

પત્ર છપાય છે, ને તેમાં આ સંસ્થાનને લગતા, કાયદા, કાનુન, સરક્યુલર, જાહેરનામાં વિગેરે પ્રગટ કરવામાં આવે છે.

**પર્વત.**—આ સંસ્થાનમાં મુખ્ય ડુંગર ઓશમનો છે. તેના ઉપર માત્રી માતા તથા ટપકેશ્વર માહાદેવનાં પ્રાચીન દેહેરાં છે. માત્રી માતાની જગામાં દર શ્રાવણ માસની અમાસ ઉપર મોટો મેળો ભરાય છે. ત્યાં વિશેષે કરી ખત્રી લોકો બહુ આવે છે, કારણ કે તે લોકો એ માતાને બહુ માને છે.

**ખનીજ પદાર્થો.**—આ સંસ્થાનના ભાયાવદર માહાલ તાબે ખીરસરા ગામમાં આરસપાહાણ નીકળે છે, અને તેની હદમાં આરસપાહાણના જેવા અડદીઆ પથર પણ સારા નીકળે છે.



# વઢવાણ.

## બીજા વર્ગનું સંસ્થાન.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૨૩૬ ચોરસ માઇલ. |
| ગામ | ૩૧. |
| વસ્તી | ૪૨,૫૦૦. |
| ઉપજ | રૂ. ૪,૦૦,૦૦૦. |

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન ઝાલાવાડ પ્રાંતમાં આવેલું છે. અહિંના રાજા ઝાલા રજપુત ધ્રાંગધ્રાથી ઉતરેલા છે. સતરમી સદીની શરૂઆતમાં હળવદના રાજ ચંદ્રસિંહજીના વડા કુંવર પૃથીરાજજી પોતાના બાપથી રીસાઇને મુસલમાન થાણદારના આશ્રય તળે વઢવાણ આવ્યા હતા. તેને બે દીકરા હતા. તેમાંના મોટા સુલતાનજી એ વાંકાનેર વસાવી ત્યાંહાં પોતાની ગાદી સ્થાપી, ને નાના કુંવર રાજાજીએ થાણદારની નોકરી વફાદારીથી કરી વઢવાણમાં પોતાની સ્થાપના મજબુત કરી. પછી તેના વંશના અરજણસિંહજીએ ઇ. સ. ૧૭૦૭માં મુસલમાન થાણદારને હાંકી કાઢી પોતે વઢવાણના કુલ મુખ્તાર થયા. અહીંના ઠાકોર સાહેબને સને ૧૮૭૭માં દીલ્હીના મેલાવડાની વખતે ૯ તોપનું માન મળેલું છે.

વઢવાણના તેમજ ઝાલાવાડ પ્રાંતના ઘણાખરા ભાગના પાણીની એક વિલક્ષણતા છે, તે એ કે ગમે તેટલું ખોદીએ તોપણ પાણી ભાંભરૂં માલમ પડે છે. તે ખેતીવાડીના કામમાં લેવાથી એક ઘણો સરસ પાક થાય છે, પણ પછી જમીન એટલી બધી ખારી થઇ જાય છે કે જો તે સાત આઠ વર્ષ પડતર ન રાખી હોય તો સાધારણ ખરીફ પાક પણ તેમાં થતો નથી.

વઢવાણ ઘણું પ્રાચીન શેહેર છે અને તેનું અસલ નામ અસ્તીગ્રામ હોય તેમ લાગે છે. તેના વિષે એવી દંતકથા ચાલે છે કે જૈન લોકોના ચોવીશમા તિર્થંકર મહાવીરસ્વામી અથવા વર્ધમાનસ્વામી જ્યારે આ ગામમાં પધાર્યા હતા, ત્યારે તેણે શુળપાનયક્ષ નામના એક રાક્ષસને જૈન ધર્મનો બોધ આપી તે ધર્મમાં દાખલ કર્યો, ત્યારથી આ ગામનું નામ વર્ધમાન પુરી પડ્યું. પાછળથી આ નામનો અપભ્રંશ થઇ હાલ વઢવાણ કહેવાય છે.

વઢવાણ શેહેર ઉત્તર તરફના ભોગાવાને દક્ષિણ કિનારે આવેલું છે. તેને ફરતો કિલ્લો છે. રાજાનો મેહેલ દુરથી દબદબા ભરેલો લાગે છે, તે ઉંચી જગ્યામાં આવેલો છે. આ શેહેર આગળ ભાવનગર-ગોંડલ રેલવેનું સ્ટેશન છે, અને તે રૂના વેપારનું સ્થાનીક મથક છે. ત્યાંહાંના પૈસાદાર લોકો ધમધોકાર વેપાર ચલાવે છે. અહીં દેશી સાબુ સારો બને છે, તે આખા ઇલાકામાં વપરાય છે, તેમ ગુજરાતમાં પણ તેનો નિકાશ થાય છે. દેશી ખોગીર તથા ઘોડાનો સામાન ઘણું કરીને અહીં બનાવવામાં આવે છે, કે જે અહીંના લોકો વખાણવા લાયક ગણે છે.

આ શેહેરની પશ્ચિમે ત્રણ માઇલ ઉપર ઝાલાવાડના રાજકીય પ્રાંતનું મુખ્ય સ્થળ કરવામાં આવ્યું છે. તે મુંબઇ અને અમદાવાદ સાથે બી.બી.સી. આઇ. રેલવેથી, ભાવનગર સાથ ભાવનગર-ગોંડલ રેલવેથી, રાજકોટ સાથ થોડાક ભાગમા વરાળથી ચાલતી ટ્રામવેથી અને થોડા ભાગમાં નદી નાળાં બાંધેલી પકી સારી સડકથી, અને ધ્રાંગધ્રા સાથ સાધારણ બાંધેલા રસ્તાથી જોડાયલું છે. જે જમીન ઉપર આ સ્ટેશન બાંધવામાં આવ્યું છે તે જમીન વઢવાણ દરબાર તથા દુધરેજના ગીરાશીઆઓ પાસેથી લીધેલી છે, જે બદલ રૂ. ૨૨૫૦ વઢવાણને, અને ૨૫૦ દુધરેજને વારશીક રકમ આપવામાં આવે છે આ સ્ટેશનમાં એક સારી બજારછે, જેના વચમાં એક ઘડીઆળવાલો કોઠો

મેહેરબાન (હાલ આનરેબલ) જારડીન સાહેબે બક્ષીસ આપેલ, તે ઉભો કરવામાં આવ્યો છે. શીવાય જેલ, નિશાળ, દવાશાળા તથા સરકારી આફીસો વીગેરે છે. બીજાં મકાનોમાં એક સારી ધર્મશાળા, મુસાફરી બંગલો, કાટન મારકીટ, અનાજ અને ભાજીપાલાની મારકીટ, અને તાલુકદારી ગરાસીયા સ્કુલ, જ્યાંહાં ગરાશીઆઓના છોકરા જે રાજકુમાર કાલેજમાં શીખવાને ખરચ ઉઠાવી શકે નહીં તેવા સારી કેળવણી લઇ શકે છે. બી.બી.સી.આઇ. રેલવેની શાખા આ ઠેકાણે સને ૧૮૭૨ના મે મહીનામાં અને ભાવનગર-ગોડલ રેલવેની લાઇન સને ૧૮૮૦ના ડીસેમ્બર માસમાં ખોલવામાં આવી છે.

આ સંસ્થાનમાં એક હાઇસ્કુલ, ૧૮ ગુજરાતી નિશાળો, ૨ કન્યાશાળા ને ૨ દવાશાળા છે.

**રાજકર્ત્તા.**—ઠાકોર સાહેબ બાળસિંહજી ઉર્ફે કાળુભાનો જન્મ સંવત ૧૯૧૯ના માહા સુદ ૧૦, તારીખ ૨૮ જાનેવારી સને ૧૮૬૩ને બુધવારના રોજ થયો છે, અને પોતાના ભાઇની પાછળ સંવત ૧૯૪૧ના પેહેલા જેઠ સુદ ૩, તારીખ ૧૭ મે સને ૧૮૮૫ને રવીવારના રોજ ગાદીએ બેઠા છે. તેમણે રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કરેલો છે, તથા ઇ. સ. ૧૮૮૩માં યુરોપની મુશાફરીનો પણ લાભ લીધો છે. તારીખ ૨૦ મેથી તારીખ ૧૯ નવેંબર ૧૮૮૫ સુધી માજી કારભારી મી૦ ગણપતરાવ નારાયણ લાડની સાથે રહીને જોઇંટ એડમીનીસ્ટ્રેટર તરીકે તેમણે રાજકારભાર ચલાવ્યા બાદ તારીખ ૨૦ નવેંબર સને ૧૮૮૫ને રોજ રાજનો કુલ અખત્યાર તેમને સોપવામાં આવ્યો છે.

**માહાલ.**—આ સંસ્થાનમાં ચાર માહાલ છેઃ—વઢવાણ, નાગનેશ, ખોડુ અને રામપરા.

**ગેજેટ.**—'વઢવાણ દરબારી ગેજેટ' નામનું એક પત્ર દરબાર તરફથી પ્રગટ થાય છે, જેમાં આ સંસ્થાનને લગતા કાયદા, કાનુન, સરક્યુલર તથા જાહેરનામાં પ્રસીદ્ધ કરવામાં આવે છે, અને તે અમદાવાદના હિતેચ્છુ પ્રેસમાં છપાય છે.



# જાફરાબાદ.

## બીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ..............................૪૨ ચોરસ માઇલ.
ગામ..............................૧૨.
વસ્તી..........................૯,૪૦૫.
ઉપજ..........................૪૫૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન કાઠીઆવાડની છેક દક્ષિણે આવેલું છે, અને તે જંજીરાના નવાબને તાબે છે, તે અહીં બીજા વર્ગનો અખ્તિઆર ભોગવે છે. અહીંનો મૂળ પુરૂષ જંજીરાના રાજાના વંશનો હીલાલ કરીને એક સીદી હતો, જેને સુરતમાં રાખવામાં આવ્યો હતો અને જેણે સુમારે અઢારમી સદીની અધવચ્ચમાં મુસલમાન થાણદાર પાસેથી જાફરાબાદ જીતી લીધું હતું, પણ પાછળથી આ દ્વિપકલ્પમાં વધારે અંધાધુંધી ચાલી તેથી તેણે વિચાર્યું કે આ કિલ્લો હું કબજે રાખીશકીશ નહીં, એટલે ઇ. સ. ૧૭૬૨ માં જંજીરે જઇ ત્યાંના રાજાને જાફરાબાદ વેચાણ આપ્યું. પછી જંજીરાના રાજાએ હિલાલ સીદીને એક ફોજની ટુકડી આપીને પોતાની વતી જાફરાબાદનું રક્ષણ કરવા મોકલ્યો. આ વખતે જાફરાબાદની જાગીરમાં ફકત તે ગામ તથા આસપાસની થોડીક જમીન હતી. પણ પછીના સુબાઓએ આસપાસના ગરાસીઆઓને સમજાવી પોતાના રક્ષણ તળે લઇ પોતાનો તાબો વધાર્યો. હાલ આ જાગીરમાં જાફરાબાદ શેહેર સુધાંત શીઆળબેટ શીવાય બાર ગામો છે.

જાફરાબાદ હિંદીમાહાસાગરથી આશરે એક માઇલ દુર, એક સરસ ખાડી ઉપર આવેલું આબાદીવાળું બંદર છે. ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહે તેનો કિલ્લો બાંધ્યો હતો, તે પરથી તેને અગાઉ "મુઝફ્ફરાબાદ" કહેતા, ને હવે તે નામ સંકોચાઇ જાફરાબાદ કહેવાય છે. જંજીરાના નવાબ તરફથી મુલકી તથા ઇનસાફી અધિકાર આપીને એક મામલતદારને અહીં રાખેલ છે.

આ તાલુકામાં ૩ ગુજરાતી નિશાળો અને એક કન્યાશાળા છે.

**બંદર.**—જાફરાબાદ બંદરમાં મોટા વાહાણોને જો કે થોડોજ આશરો મળે છે, તોપણ તેનો કીનારો રેતાળ હોવાથી કાંઠે ચાલનારા વાહાણો, તેમાં વીશેષે કરીને મછી પકડવાની હોડીઓને સુગમ પડે છે. મોટાં વહાણો ખાડીની બાહાર સાત આઠ વાંમ ઊંડા પાણીમાં રહી શકે છે.

---

# પોરબંદર.

## ત્રીજા વર્ગનું સંસ્થાન.

ક્ષેત્રફળ........................૬૩૬ ચોરસ માઇલ.
ગામ........................૧૦૩.
વસ્તી........................૭૧,૦૭૨.
ઉપજ........................રૂા. ૪,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ સંસ્થાન બર્ડા પ્રાંતમાં તથા સોરઠના રાજકીય વિભાગમાં કાઠીઆવાડ પ્રાંતની પશ્ચિમે આવેલું છે. અહીંના રાજકર્તા જેઠવા રજપૂતો છે. જેઠવા રજપુતો, જો કે પશ્ચિમ હિંદુસ્તાનના નહીં તોપણ આ દ્વિપકલ્પના રાજકર્તાઓમાં સૌથી જુના છે. તેઓ વાનરદેવ હનુમાન તથા મગરીના પુત્ર મકરધ્વજની ઓલાદના માને છે. તવારીખથી તેઓની ઉત્પત્તી બરાબર ખુલતી નથી. પણ તેઓ ઘણું કરીને ઉત્તર તરફથી આવી પેહેલ વેહેલા મોરબી પાસે આશરે ઇ. સ. ૯૦૦ માં વસ્યા હોય એમ માલુમ પડે છે. ત્યાંહાથી તેઓ દરિઆ કિનારે પશ્ચિમ તરફ ફેલાતા જઇ ચાવડાઓ પાસેથી દ્વારકાં પડાવી લીધું; અને ધીમેધીમે નૈરૃત્ય ખુણ તરફ ધસારો કરતાં આખરે બર્ડાના ડુંગર તથા દરીઆની વચે આવેલી જમીનના સાંકડા ભાગમાં જમાવટ કરી. તેઓએ આ દ્વીપકલ્પના અંદરના ભાગમાં કોઇ વખત પોતાનું રાજ્ય ફેલાવ્યું નહોતું. પ્રથમ તેમની રાજગાદી ધુમલીમાં હતી, જેનો ઇ. સ. ૧૩૧૩ માં જામ બામણીયાજીએ નાશ કર્યો, પછી ધુમલીથી તેઓ છાંયામાં આવ્યા, અને મુસલમાન સત્તાની પડતી થતાં ઇ. સ. ૧૭૮૫ માં પોરબંદરમાં તેઓએ ગાદી સ્થાપી. ત્યારથી તેમની

રાજધાની ત્યાંહાંજ છે, અને જોકે તે જાત મુકાબલે ઘણી નાની છે તોપણ તેઓની એકજ શાખા રેહેવાથી તેઓ કાઠીઆવાડના બીજા રાજાઓની જાતથી જુદા ઓળખાઇ આવે છે.

કર્નલ વાકર સાહેબે કાઠીઆવાડનો બંદોબસ્ત કર્યો તે વખતે અહીંના રાજકર્તા સરતાનજી હતા. પણ ખરૂં જોતાં રાજની લગામ તેના કુંવર હાલાજીને હાથ હતી. તે અરસામાં જમાદાર મુરાદખાં તથા ફકીરમહમદ મકરાણીની સરદારી તળે પરદેશી ફોજે રાણા સાહેબ સામે હુલ્લડ મચાવી રાણાનું કંડોરણું નવાનગરના જામસાહેબને વેચાતું આપી દીધું. આ ઉપરથી રાણાસાહેબે ઇંગ્રેજ સરકારની મદદ માગીને તે સરકારની ફોજની મદદથી મકરાણીઓને હાંકી કાઢ્યા, અને તારીખ ૫ મી ડીસેમ્બર ૧૮૦૭ ના રોજ કંડોરણાનો કીલ્લો પાછો હાથ કર્યો. પછી તરતજ હાલાજી તથા તેના કુંવર પૃથીરાજજીની વચે ઝગડો ઉઠ્યો. તેમાં પૃથીરાજજીએ છાંયા લઇ લીધું. તેથી હાલાજીને ફરીથી ઇંગ્રેજ સરકારની મદદ માગવાની જરૂર પડી; સરકારની ફોજે આવી કુંવરને કેદ કરી છાંયાનો કિલ્લો લઇ હાલાજીને પાછો સ્વાધીન કીધો. આ વખતે રાણાસાહેબ ઉપર ગાયકવાડ સરકારની ખંડણી ઘણી ચડી ગઇ હતી, તેથી બંદરની અરધી ઉપજ ઇંગ્રેજ સરકારને માંડી આપવી પડી; જે બદલ ગાયકવાડ સરકારની પેશકશીનો અમુક ભાગ ચુકવી આપવા સારૂ રૂપીઆ ૫૦,૦૦૦ રાણાસાહેબને ઇંગ્રેજ સરકારે ઉછીના આપ્યા. તારીખ ૫ ડીસેમ્બર સને ૧૮૦૯ ને રોજ એક કરાર થયો, તે મુજબ પોરબંદર ઇંગ્રેજ સરકારના રક્ષણ તળે આવવાથી એક કપ્તાન તથા ૧૦૦ માણસની ટુકડી રાણાસાહેબની મદદને અર્થે પોરબંદરમાં સરકારે રાખી. છેવટે ઇ. સ. ૧૮૫૩માં રાણાસાહેબની ખાયશથી આ ટુકડી ત્યાંહાંથી કાઢી લેવામાં આવી, અને ઇંગ્રેજ સરકારને દર વરસ રૂપીઆ ૨૫,૦૦૦ ની રકમ આપવાનું મુકર થવાથી બંદરની ઉપજનો સરકારનો ભાગ પણ છોડી દેવામાં આવ્યો. આ સંસ્થાન પ્રથમ પેહેલા વર્ગનો અખત્યાર ભોગવતું હતું. તેને ઇ. સ. ૧૮૬૯ માં સીક્ષા તરીકે ત્રીજા વર્ગમાં ઉતારી મુકવામાં આવ્યું છે.

રાજધાનીનું પોરબંદર શેહેર આરબી સમુદ્રને કિનારે આવેલું છે. તે આખું પથરનું બાંધેલું છે અને તેને ફરતો કિલ્લો છે. એવું કહેવાય છે કે તે અસલ સુદામાપુરી કહેવાતું હતું.

આ સંસ્થાનમાં એક ઇંગ્રેજી નિશાળ, ૯ ગુજરાતી નિશાળો તથા એક કન્યાશાળા છે, તથા તળ પોરબંદરમાં એક દવાશાળા છે.

**રાજકર્ત્તા.**—રાણાશ્રી વિક્રમાતજીનો જન્મ સંવત ૧૮૭૫ના ચૈત્ર વદ ૬ એટલે તારીખ ૧લી એપ્રીલ સને ૧૮૧૯ ને ગુરૂવારના રોજ થયો છે. અને સંવત ૧૮૮૭ના જેઠ વદ ૧૧ એટલે તારીખ ૨૦ જુન સને ૧૮૩૧ ને સોમવારના રોજ ગાદીએ બેઠા છે. તેમનું ખરૂં નામ ભોજરાજજી છે, પણ કુળની રીત પ્રમાણે તેઓ ગાદીએ બેઠા ત્યારે બીજું નામ ધારણ કર્યું. ગાદીએ બેઠા ત્યારે તેઓ ફકત આઠ વર્ષની વયના હોવાથી તેમનાં માતુશ્રી રાણી રૂપાળીબાએ તેમના નામથી રાજનો કારભાર ચલાવ્યો, તે એવી સારી રીતે કે તેમણે રાજને કરજમાંથી મુક્ત કર્યું. ઇ. સ. ૧૮૪૧માં તે બાઇ ગુજરી ગયાં, ત્યારથી રાજકારભાર હાલના રાણા સાહેબ ચલાવે છે.

**માહાલ.**—આ સંસ્થાનના સાત માહાલ છેઃ—

૧. છાંયા. ૨. કંડોરણા. ૩. રાણાવાવ. ૪. નવી.
૫. માધવપુર. ૬. અડવાણા. ૭. મીઆણી.

**બંદર.**—પોરબંદર, નવીબંદર, માધવપુર, અને મીઆણી એ મુખ્ય બંદરો છે. પોરબંદરની ખાડી બોખીરાના નામથી ઓળખાય છે, તે બહુ સરસ છે, અને તેમાં મુખથી એક માઇલ સુધી વાહાણ લાંગરી શકાય છે. બાકીનાં બંદરોમાં નવીબંદર હાલ બહુ આબાદ સ્થિતીમાં છે. અને મીયાણી બંદરમાં ઘણો સુધારો થઇ શકે એવું છે. પોરબંદરનાં બધાં બંદરો જુનની ૧૫મી તારીખે બંધ પડે છે, અને પછી અગષ્ટની આખરે અથવા સપટેંબરની શરૂઆતમાં વેપારને વાસ્તે ખુલે છે. પોરબંદરનો વેપાર હાલ મંદ પડી ગયો છે, કારણ કે ત્યાંહાં એક તરફથી ભારે જકાત લેવાય છે અને બીજાં બંદરો મુખ્ય કરીને વેરાવળ, ભાવનગર વિગેરેની ઘણી ચરસાચરસી છે, અને બીજી તરફથી સડકો, તથા વેપારની જરૂરીઆતો તરફ પુરતું લક્ષ અપાતું નથી. પરંતુ આ બાબતમાં સુધારા કરવા તરફ હાલમાં રાણા સાહેબનું લક્ષ ખેંચાયું છે.

**પર્વત.**—બર્ડાના ડુંગરની હારનો કેટલોક ભાગ આ સંસ્થાનની હદમાં આવેલો છે. તેનાં મુખ્ય શિખરો, માલીક ૧૪૩૮ ફીટ, કાળો ૧૧૪૮ ફીટ, સાથબગાડી ૧૦૭૭ ફીટ, અને ઘેલણસાર ૧૦૪૮ ફીટ, એ પ્રમાણે ઉંચાં છે. માલીક બહુ ઝાડીવાળો ડુંગર છે, પણ બીજા ડુંગરોનું પુરતું રક્ષણ ન હોવાથી તેના ઉપર ઝાડી પાંખી છે, તેથી તેની કાંઇ ઉપજ થતી નથી.

**નદીઓ.**–મુખ્ય નદીઓ ત્રણ છેઃ–(૧) ભાદર, એ નવીબંદર આગળ સમુદ્રને મળે છે અને તેના મુખથી ૮ માઇલ સુધી નાના મછવા જઇ શકે છે; (૨) મીણસર, એ પાદરડી ગામ આગળ ઘેડમાં સમાઇ જાય છે; (૩) વરતુ નદી મીઆણી આગળ વહે છે, ને તેના મુખથી બે માઇલ સુધી મછવા ચાલી શકે છે.

**ખનીજ પદાર્થો.**—પોરબંદર સંસ્થાનમાં લોઢું નીકળે છે, પણ બળતણની તંગાસને લીધે તેને ગાળવું ફાયદાકારક નથી. આદીતીઆણા ગામની પાસે બરડા ડુંગરની સાતપુડી ટેકરીની તળેટીમાં ધોળા પથ્થર સારા નીકળે છે. તે મુંબઇ વિગેરે બંદરે જથાબંધ મોકલવામાં આવે છે. કુરછડીના ગણમાં વળી મીઠું પકવવામાં આવે છે, પણ તે વડાગરા મીઠા કરતાં હલકી જાતનું થાય છે. મીઆણી અને ઘોડાના રણમાં ઘશીઊં મીઠું કુદરતી રીતે નીપજે છે, જેનો ઉપયોગ રૈયત મફત કરે છે.

**જંગલો.**—જંગલો મુખ્ય ત્રણ છેઃ—(૧) બર્ડા ડુંગરમાં એક વન છે, પણ તેના ઉપર બરોબર દેખરેખ નહીં હોવાથી વરસો વરસ ઓછું થતું જાય છે. (૨) માધવપર વન, જેમાં મુખ્યત્વે કરીને રાયણનાં ઝાડો છે, અને (૩) કાંટીલાનું વન. તેમાં તમામ રાયણનાં ઝાડો છે.

**શિક્કા.**—આ રાજમાં એક ટંકશાળ છે, તેમાં રૂપાની કોરીઓ તથા ત્રાંબાના દોકડા પાડે છે. એક કોરીના ૩૨ દોકડા ગણાય છે, પણ ત્રાંબા તથા રૂપ.ના ભાવના પ્રમાણમાં તેની કીમતમાં વધઘટ થયા કરે છે. સરાસરી એક રૂપીઆની ૩ કોરી ગણાય છે, તેમાં પણ વધઘટ થયા કરે છે. સોળમી સદીની આખરે ગુજરાતના સુલતાન ત્રીજા મુજફરના વખતમાં, જ્યારે જામ સાહેબે શિક્કા પાડવા માંડ્યા, ત્યારથીજ અહીંના રાણા સાહેબે પણ શિક્કા પાડવા શરૂ કર્યા એમ તેમનું કહેવું છે. આ શિક્કાનું ચલણ ફકત પોરબંદર સંસ્થાનમાં છે.

# લખતર.

## ત્રીજા વર્ગનો તાલુકો

ક્ષેત્રફળ..............................૨૪૭ ચોરસ માઇલ.
ગામ..................................૫૧.
વસ્તી..............................૨૩,૨૦૮.
ઉપજ...........................રૂ.૭૫,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ નાનો તાલુકો ઝાલાવાડ પ્રાંતના મધ્ય ભાગમાં આવેલો છે, તે સાધારણ રીતે થાન-લખતરના નામથી ઓળખાય છે, કારણ કે તેમાં માંડવના ડુંગરમાં આવેલ થાનની નાહાની જાગીરનો પણ સમાવેશ થાય છે. અહીંના રાજકર્ત્તા ઝાલા રજપુત ધ્રાંગધ્રાની ગાદીએથી ઉતરેલા છે. હળવદની ગાદી ઉપર થઇ ગયેલા રાજ ચંદ્રસિંહજીના કુંવર અભેસંગજીને લખતરનો તાલુકો ગરાસમાં મળ્યો. ત્યારે તેમણે ત્યાંહાં ગાદી સ્થાપી. તેના વિષે એવું કહેવાય છે કે, જે વખત તેઓ હળવદમાં કુંવર તરીકે હતા તે વખત તેમણે બાબરીઆ લોકો પાસેથી થાન જીતી લીધું હતું, અને પછીથી પોતાના લખતરના ગીરાસ સાથે જોડી દીધું. તેના દીકરા વજેરાજજી શ્રી રણછોડજીના મોટા ભક્ત હતા, તે ઉપરથી લખતરને કોઇ વખત રણછોડપુરી પણ કહે છે. હાલના ઠાકોર સાહેબ આ વજેરાજજીની ઓલાદના છે.

બી. બી. અને સી. આઇ. રેલવે લાઇનની અમદાવાદથી વઢવાણની શાખાનું લખતર આગળ એક સ્ટેશન છે, તે લખતર ગામથી એક માઇલ દુર છે.

આ તાલુકામાં આઠ ગુજરાતી નિશાળ અને એક કન્યાશાળા છે, તથા તળ લખતરમાં એક દવાશાળા છે.

**રાજકર્ત્તા.**—આ તાલુકાના ઠાકોર સાહેબ કરણસિંહજીનો જન્મ સંવત ૧૯૦૨ના પોષ સુદ ૧૩, તારીખ ૧૦ જાનેવારી સને ૧૮૪૬ ને શનીવારના રોજ થયો છે, અને એજ વર્ષના જેઠ વદ ૬, તારીખ ૧૫ જુન ને સોમવારને રોજ ગાદીએ બેઠા છે.

**માહાલ.**—આ તાલુકાના બે માહાલ છે:-લખતર અને થાન. થાનમાં સૂર્યનું એક મંદીર છે, તથા નાગવાસુકીની અને ખાંડીયાબેલીની જગાઓ છે. તે તરફના લોકો તેને બહુ માને છે. થાનની નજીક તરણેતરનો મઠ છે, ત્યાંહાં દર વરસ ભાદરવા મહિનામાં મેળો ભરાય છે.

---

# સાયલા.

## ત્રીજા વર્ગનો તાલુકો

ક્ષેત્રફળ.............................૨૨૨ ચોરસ માઇલ.
ગામ.................................૩૮.
વસ્તી.............................૧૬,૯૯૧.
ઉપજ...........................રૂ. ૬૫,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો ઝાલાવાડ પ્રાંતની નૈરૂત્ય ખુણમાં આવેલો છે. ત્યાંહાંના રાજકર્તા ઝાલા રજપુત ધ્રાંગધ્રાની ગાદીએથી ઉતરેલા છે. ધ્રાંગધ્રાના રાજ રાયસિંહજીના બીજા દીકરા શેશાભાઇએ ઇ. સ. ૧૭૫૧માં કરપડા કાઠી લોકો પાસેથી આ શેહેર પડાવી લઇ ત્યાંહાં પોતાની ગાદી સ્થાપી. ત્યારથી આ તાલુકા ઉપર તેના વંશજો રાજ કરે છે.

સાયલાને પાદર માનસરોવર નામનું એક અતિ સુંદર તળાવ છે, તે અણહીલવાડ પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહે ખોદાવીને બંધાવેલું કહેવાય છે. સાયલામાં શ્રી રામચંદ્રજીનું એક મંદીર લાલા ભગતે બંધાવેલું છે, ત્યાંહાં ગરીબ મુશાફરોને તથા સાધુને સદાવ્રત અપાય છે. આ લાલા ભક્ત એવા નામાંકીત થઇ ગયા કે સાયલા ધણીવાર ભગતનું ગામ કેહેવાય છે.

આ તાલુકામાં ૪ ગુજરાતી નિશાળ, એક કન્યાશાળા, તથા એક દવાશાળા છે.

**રાજકર્તા.**—હાલના ઠાકોર સાહેબ વખતસિંહજીનો જન્મ સંવત ૧૯૦૧ના અશાડ સુદ ૬, તારીખ ૧૦ જુલાઇ સને ૧૮૪૫ને ગુરૂવારના રોજ થયો છે, અને સંવત ૧૯૩૭ના આશો સુદ ૧૩, તારીખ ૫ અકટોબર સને ૧૮૮૧ના રોજ ગાદીએ બેઠા છે.

# ચુડા.

## ત્રીજા વર્ગનો તાલુકો

ક્ષેત્રફળ............................૭૮ ચોરસ માઇલ.
ગામ.................................૧૪.
વસ્તી..............................૧૩,૪૯૬.
ઉપજ.........................રૂ. ૧,૪૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો ઝાલાવાડ પ્રાંતમાં આવેલો છે, અને ત્યાંહાંના રાજા વઢવાણથી ઉતરેલા ઝાલા રજપુત છે. તેમના મૂળ પુરૂષ વઢવાણના ઠાકોર અરજણસંગજીના ભાઇ અભેસંગજી હતા, જેમણે આ તાલુકો ઇ. સ. ૧૭૦૬-૭ માં મેળવ્યો હતો.

ભાવનગર-ગોંડલ રેલવેની વઢવાણની લાઇનનું ચુડા આગળ એક સ્ટેશન છે, તે ગામથી પૂર્વે ૨½ માઇલ દુર છે. ગામ અને સ્ટેશનની વચ્ચે બાંધેલી સડક છે. ચુડાની જમીન ફળદ્રુપ છે, અને ત્યાંહાંનુ પાણી સારૂં ગણાય છે.

આ તાલુકામાં છ ગુજરાતી નિશાળો, અને એક કન્યાશાળા છે, અને તળ ચુડામાં એક દવાશાળા છે.

રાજકર્તા.—ઠાકોર બેચરસીંગજીનો જન્મ સંવત ૧૮૯૬ના માહા સુદ ૬ એટલે તારીખ ૯ ફેબરવારી સને ૧૮૪૦ને રવીવારના રોજ થયો છે, અને સંવત ૧૯૦૦ના પોષ સુદ ૧૧ એટલે તારીખ ૧લી જાનેવારી સને ૧૮૪૪ સોમવારને રોજ ગાદીએ બેઠા છે.

# વળા.

## ત્રીજા વર્ગનો તાલુકો

ક્ષેત્રફળ..............................૧૦૯ ચોરસ માઇલ.
ગામ..............................૩૮.
વસ્તી..............................૧૭,૦૧૯.
ઉપજ..............................રૂ. ૧,૫૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો ગોહેલવાડ પ્રાંતમાં આવેલો છે. તેના ઉપર ભાવનગરની ગાદીએથી ઉતરેલા ગોહેલ જાતના રજપુત રાજ કરે છે. ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબ બાદશાહના મરણ પછી તરતજ ભાવનગરની ગાદી સ્થાપનાર ભાવસીંહજીએ મુસલમાન લોકો પાસેથી વળા જીતી લીધેલું હોય એમ જણાય છે. તેમણે પોતાના કુંવર વીસાજીને વળા તથા બીજાં બે ગામ ગરાસમાં આપ્યાં, તેથી આ ગાદીના મુળ પુરૂષ વીસાજી થયા. ગુજરાતના સુબા જોધપરના માહારાજા અભેસંગજી તથા તેમના નાયબ સુબા રતનસીંગ ભંડારીને આ વીસાજી એટલા બધા ઉપયોગી થઇ પડ્યા હતા કે તેમને કાઠી તથા બીજાઓ પાસેથી મુલક જીતીને પોતાના ગરાસમાં વધારો કરવા દીધો હતો.

વળાનું પ્રાચીન નામ વલ્લભીપુર હતું, અને ગુપ્તરાજાના સેનાપતીના વંશજોએ અહીં ગાદી સ્થાપી આ પ્રાંત ઉપર સુમારે ૩૦૦ વર્ષ સુધી હકુમત ભોગવી હતી. વલ્લભીના રાજાઓ વિષે આપણે કાંઇ ઝાઝું જાણતા નથી, તોપણ તેમના તામ્ર લેખ ઉપરથી એમ અડસટે જણાઇ આવે છે કે, તેઓએ ઇ. સ. સુમારે ૪૮૦ થી ૭૯૦ સુધી રાજ કર્યું હતું. છેવટે પરદેશી દુશ્મનોએ આવી તેમનું રાજ પાયમાલ કરી શેહેર લુંટી લીધું. બાદ ધરતી કંપથી અથવા એવાં કોઇ કુદરતી બનાવથી વલ્લભીપુર દટાઇ જઇ નાશ થયો હોય એમ લાગે છે. અને પાછળથી મેવાડથી એભલવાળાએ આવીને પાછું વસાવ્યું હોય એમ જણાય છે ત્યારથી તેનું નામ વળા પડ્યું.

જુની ઇમારતનાં ફક્ત થોડાં ખંડીએરો હાલ જોવામાં આવે છે; તે ઉપરથી માલુમ પડે છે કે અસલના વખતમાં ઘરો ઘણું કરીને માટીનાં

અને કેટલાંક પાકી ઇંટોના બંધાએલાં હતા. જે ઇંટો જમીનની સપાટી ઉપર પ્રથમ દેખાતી તે તો ક્યારની વપરાઇ ગઇ છે. પણ જુના પાયાઓમાંથી ઇંટો હજુ સુધી નીકળે છે. વળામાં જુના શિક્કા, તામ્રલેખ, તેમજ માટીની મોહોર, પારા અને નાની નાની ઘરમાં રાખવાની મૂર્તીઓ મળી આવે છે. ત્યાંહાં કોઇ પથ્થરનું મોટું કે ભવ્ય મકાન તે વખત હોવાનું જણાતું નથી, અને જો કદાચને હોય તો તેનાં ચિન્હ હાલ અદ્રષ્ટ થઇ ગયાં છે. થોડાક પથ્થરના પોઠીયા જંગલમાં જોવામાં આવે છે, અને એક બે મોટાં લીંગ પણ છે. બીજું કાંઇ જાણવાજોગ નથી.

આ તાલુકો માજી ઠાકોર મેઘરાજજીના વખતમાં એટલો બધો કરજદાર થઇ ગયો હતો કે ઇ. સ. ૧૮૬૮ ની સાલમાં તેનો રાજકારભાર ચલાવવા સારૂ એજંસી તરફથી એક કારભારી નીમવાની જરૂર પડી હતી, અને ઠાકોર સાહેબને ખર્ચ સારૂ અમુક રકમનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું હતું. ઠાકોર મેઘરાજજી સન ૧૮૭૫ માં ગુજરી જતાં તેના કુંવર વખતસીંગજી નાની વયમાં ગાદીએ બેઠા. સરકારી મેનેજમેંટ સન ૧૮૮૪ સુધી રહ્યું; તે દરમીઆન તાલુકાનું બધું કરજ ફીટી જતાં હાલ તે આબાદ સ્થિતીમાં છે.

આ તાલુકામાં એક ઇંગ્રેજી ને નવ ગુજરાતી નીશાળો તથા એક કન્યાશાળા છે. તળ વળામાં એક દવાશાળા છે.

રાજકર્ત્તા.—ઠાકોર વખતસિંહજીનો જન્મ સંવત ૧૯૨૦ ના આશો વદ ૪ એટલે તારીખ ૧૯ અકટોબર સને ૧૮૬૪ ને બુધવારને રોજ થયો છે, ને સંવત ૧૯૩૨ ના શ્રાવણ વદ ૫ એટલે તારીખ ૨૦ અગષ્ટ સને ૧૮૭૫ ને રોજ તખ્તનશીન થયા છે, પણ તે વખતે નાની વયના હોવાથી તેમને વિદ્યાભ્યાસ કરવાને રાજકુમાર કાલેજમાં મોકલવામાં આવ્યા હતા. વિદ્યાભ્યાસ પરિપૂર્ણ કર્યા બાદ હિંદુસ્થાન તથા લંકાની મોટી મુસાફરી કર્યા પછી સન ૧૯૪૦ ના ભાદરવા સુદ ૨ એટલે તારીખ ૨૨ અગષ્ટ સન ૧૮૮૪ ને શુક્રવારને રોજ રાજની લગામ તેમને સોંપવામાં આવી છે.

# જસદણ.

## ત્રીજા વર્ગનો તાલુકો

ક્ષેત્રફળ..............................૨૮૩ ચોરસ માઇલ.
ગામ...................................૬૧.
વસ્તી..............................૨૯,૦૩૭.
ઉપજ.........................રૂ. ૧,૦૦,૦૦૦,

**રાજ્યની સામાન્ય હકીકત**—આ તાલુકો ગોહિલવાડ પ્રાંતમાં આવેલો છે, અને તેના ઉપર કાઠી રાજા રાજ કરે છે. લાખાણી વંશના મૂળ પુરૂષ લાખા ખાચર, જે કે ધંધુકા તાબે અજાઉ ગામમાં રાજ કરતા હતા, તેના પૌત્ર વિકા ખાચરે જસા ખુમાણ પાસેથી ઇ. સ. સુમારે ૧૬૬૫માં જસદણ જીતી લીધું. ત્યારથી આ તાલુકો લાખાણી વંશના કાઠીઓને તાબે છે. આ તાલુકાના બે માહાલ છે; જસદણ અને વીંછીયા. જસદણ ઘણું પ્રાચીન શેહેર છે ને તેને ફરતો કોટ છે, ક્ષત્રપ વંશના સ્વામી ચસ્તન રાજા અસલ થઇ ગયા, તે ઉપરથી તેનું નામ જસદણ પડ્યું હોય એમ જણાય છે.

આ તાલુકામાં છ ગુજરાતી નિશાળ અને એક દવાશાળા છે.

**રાજ કર્ત્તા.**—ખાચર આલા ચેલાનો જન્મ સંવત ૧૮૮૭ના શ્રાવણ વદ ૮, એટલે તારીખ ૩૦ આગષ્ટ સને ૧૮૩૨ને મંગળવારને રોજ થયો છે. અને સંવત ૧૯૦૮ના કારતક વદ ૩ એટલે તારીખ ૨૫ ડીસેંબર સને ૧૮૫૧ ને મંગળવારને રોજ તખ્તનશીન થયા છે. તે ઘણા બુદ્ધિવાન તથા હોંશીયાર છે, અને હાલના કાઠી રાજાઓમાં પ્રખ્યાત છે.



# બાંટવા.

## ત્રીજા વર્ગનો તાલુકો

ક્ષેત્રફળ............................૨૨૨ ચોરસ માઇલ.
ગામ..................................૫૬.
વસ્તી.............................૩૮,૫૧૭.
ઉપજ........................રૂ. ૪,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ મુસલમાની રાજ સોરઠ પ્રાંતમાં આવેલું છે. અને તે જુનાગઢથી પશ્ચિમે આશરે ત્રીસ માઇલ દુર છે. જુનાગઢના પેહેલા નવાબ બહાદુરખાં (ઉર્ફે શેરખાં બાબી) એ ઇ.સ. ૧૭૩૩ માં આ તાલુકો પોતાના ભાઇ દીલેરખાન તથા શેરઝમાનખાનને શેરાબખાંએ ઘોઘામાંથી કાઢી મુક્યા ત્યારે ગીરાસમાં આપ્યો હતો, પણ કેટલાક એવું કહે છે કે સોરાબખાં જ્યારે સોરઠનો ફોજદાર હતો ત્યારે તેણે પોતે આ પ્રગણું તેમને આપ્યું હતું. ત્યારથી બાંટવા ઉપર દીલેરખાં તથા શેરઝમાનખાંના વંશજો રાજ કરે છે અને તે વખતના જેવુંજ તે પ્રગણું ઘણું ફળદ્રુપ છે. હાલ બાંટવાની મુખ્ય શાખાઓ ત્રણ છે. (૧) માણાવદર, જેના માલેક ગઝેફરખાંનજી છે: (૨) ગીદડ જેના માલેક શાહામતખાનજી તથા અનવરખાનજી છે: (૩) બાંટવા, જેના માલેક શેરખાનજી વિગેરે છે.

(૧). માણાવદર બાંટવાની પૂર્વે સુમારે ચાર માઇલ દુર છે, અને બાંટવા તાલુકદારોની વડી શાખાની રાજધાની છે. ત્યાંહાંના રાજાને ત્રીજા વર્ગનો અખત્યાર છે. આ તાલુકામાં ૨૪ સુવાંગ ગામ તથા બાંટવા તળ અને ચાર બીજા ગામોમાં બીજી શાખાઓ સાથે ભાગ છે.

(૨). ગીદડ બાંટવાને ઇશાન ખુણે સુમારે દશ માઇલ દૂર છે. તે તથા તેના તાબાના ગામોના માલેક શાહામતખાનજી ને અનવરખાનજી એ બે ભાઇ છે, તેમાના શાહામતખાનજી આ શાખામાં ચોથા વર્ગનો અખ્તિયાર ભોગવે છે. તેમને ૧૪ સુવાંગ ગામ છે તથા ચાર

ગામ બીજી બંને શાખાઓ સાથે તથા ત્રણ ગામ બાંટવાની શાખા સાથે ભાગમાં છે.

(૩). ત્રીજી શાખાના જો કે ઘણા ભાગદારો છે, તોપણ તેમાં શેરખાનજી મોટા છે. શેરખાનજી પોતાની શાખાના ગામોમાં પાંચમા ક્લાસનો અખત્યાર ભોગવે છે.

તળ બાંટવા બધા તાલુકદારો વચ્ચે મજમુ છે. આ ગામ ઉપર તથા જે સાત ગામો, ઉપર કહ્યા મુજબ કોઇ તાલુકદારનાં સુવાંગ નથી; તે બધા ગામ ઉપર દીવાની તથા ફોજદારી અખત્યાર અહીંના તાલુકદારોએ નીમેલા અને એજંન્સીએ મંજુર રાખેલ ન્યાયાધીશ ચલાવે છે, ને તેના ઠરાવ ઉપર અપીલો પરબારી એજન્સીની કોર્ટોમાં સંભળાય છે. આ ગામમાં મુખ્ય કરીને મેમણનીજ વસ્તી છે ને વેપારનું સ્થાનીક મથક છે.

આખા બાંટવા તાલુકામાં ૨૯ ગુજરાતી નિશાળો છે; અને બાંટવા તથા માણાવદરમાં દવાશાળાઓ છે.

**રાજકર્ત્તા.—માણાવદરની શાખા.**—આંહીના ખાન શ્રી ગઝફરખાનજીનો જન્મ સંવત ૧૯૧૯ના કારતક સુદ ૧૩ એટલે તારીખ ૪ નવેંબર ૧૮૬૨ને રોજ થયો છે, ને સંવત ૧૯૩૮ના જેઠ વદ ૧૧, એટલે તારીખ ૧૨ જુન ૧૮૮૨ને સોમવારને રોજ તખ્તનશીન થયા છે, પણ તે વખતે નાની ઉમરના હોવાથી, સંવત ૧૯૩૯ના વૈશાક સુદ ૬ એટલે તારીખ ૨૧ જુન સને ૧૮૮૩ને મંગળવાર સુધી તેમને રાજની લગામ સોંપી નહોતી. તેમણે રાજકુમાર કાલેજમાં વિદ્યાભ્યાસ કરેલો છે.

**ગીદડની શાખા.**—આંહીના ખાન શ્રી શાહામતખાનજીનો જન્મ સંવત ૧૯૦૯ના ફાગણ વદ ૭, તારીખ ૩૧ માર્ચ સને ૧૮૫૩ને રોજ થયો છે. તેમના પીતા સંવત ૧૯૨૩ના અશાડ સુદ ૮ એટલે તારીખ ૨૦ જુલાઇ સને ૧૮૬૭ને શુકરવારને રોજ હક થયા, તે વખતે તેઓ નાની ઉમરના હતા. આ સાખાની વેંહેંચણ શાહમતખાનજી તથા તેના ભાઇ અનવરખાનજી વચ્ચે સને ૧૮૭૪માં થતાં તે બને ભાઇઓને પોતપોતાનો ભાગ સંવત ૧૯૩૦ના શ્રાવણ સુદ ૮ એટલે તારીખ ૧લી આગષ્ટ સને ૧૮૭૪ને રોજ સોંપવામાં

આવ્યો છે. ખાંભી શામતખાનજી રાજકારભાર સારી રીતે ચલાવે છે, તેની ખુબ જાણી સરકારે તેમના ઉપર મેહેરબાની કરી પાંચમાં વર્ગમાંથી ચોથા વર્ગનો અધીકાર સને ૧૮૮૬ ની શરૂઆતમાં આપ્યો છે.

---

# લાઠી.

## ચોથા વર્ગનો તાલુકો.

ક્ષેત્રફળ..........................૪૨ ચોરસ માઇલ.
ગામ..................................૧૨.*
વસ્તી,..............................૬,૮૦૪.
ઉપજ..........................રૂ. ૧,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો ગોહેલવાડ પ્રાંતના પશ્ચિમ ભાગમાં આવેલો છે, અને તેના રાજકર્તા સંસ્થાન ભાવનગરથી ઉતરેલા છે. ભાવનગર, પાલીતાણા અને લાઠીના મુળ પુરૂષ સેજકજીના દીકરા સારંગજી લાઠીની ગાદી સ્થાપનાર હતા. સારંગજીની બેહેન જુનાગઢના ચુડાસમા રાજાને પરણાવેલાં હતાં, તેથી તેણે સારંગજીને કુંડલા પાસેની આડથીલા ચોવીસી આપી હતી. ત્યાંહા તેની ચાર પેઢી સુધી રાજ રહ્યું. પણ પછી જુનાગઢના રા મંડલીકે ચડાઇ કરી આડથીલા જીતી લુંટી લીધું. ત્યાર પછી ત્યાંહાંના ગોહેલો લાઠીમાં જતા રહ્યા, જ્યાંહાં તેમનું રાજ આજ સુધી છે. હાલના ઠાકોર નાની વયના હોવાથી ત્યાંનો રાજકારભાર એજન્સીએ નીમેલ કારભારી ચલાવે છે.

લાઠી આગળ ભાવનગર-ગોંડલ રેલવેનું સ્ટેશન છે, અને તે સરકારની દેખરેખ નીચે આવ્યા પછી ઘણું સુધરી ગયું છે.

આ તાલુકામાં ત્રણ ગુજરાતી નીશાળ, એક કન્યાશાળા અને એક દવાશાળા છે.

---

*આમાંથી ચાર ગામ અમદાવાદ જીલ્લાના ધોળા પ્રગણામાં આવેલાં છે.

**રાજકર્તા.**—ઠાકોર સુરસંગજીનો જન્મ સંવત ૧૯૩૦ ના માહા સુદ ૯ તારીખ ૨૬ જાનેવારી સન ૧૮૭૪ ને સોમવારને રોજ થયો છે. અને સંવત ૧૯૩૫ ના કારતક સુદ ૧૦, તારીખ ૪ નવેમ્બર સન ૧૮૭૮ ને સોમવારને રોજ ગાદીએ બેઠા છે. પણ સગીર ઉમરના હોવાને લીધે રાજકુમાર કાલેજમાં હાલ વિદ્યાભ્યાસ કરે છે.



# મુળી.

## ચોથા વર્ગનો તાલુકો.

ક્ષેત્રફળ...........................૧૩૩ ચોરસ માઇલ.
ગામ....................................૧૯.
વસ્તી...........................૧૯,૮૩૨.
ઉપજ.......................રૂા. ૧,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો ઝાલાવાડ પ્રાંતમાં રાજકોટ વઢવાણની સડક ઉપર આવેલો છે. અહીંના રાજકર્તા સોઢા પરમાર જાતના રજપુત છે. પરમાર લોકો પંદરમા સૈકાની છેવટમાં એટલે ઇ. સ. સુમારે ૧૪૭૦–૭૫માં લગધીરજીની સરદારી હેઠળ આ દેશમાં આવ્યા હતા. તેઓ પ્રથમ થાન તથા ચોટીલામાં વસ્યા હોય એમ લાગે છે. પાછળથી વઢવાણના વાઘેલા રાજાએ તેમને ભોગાવાને કાંઠે હાલ જે જગાએ મુળી શેહેર છે, તેની નજદીક પડાવ નાખવા પરવાનગી આપી. તે વખતે હાલ જે જગાએ મુળી ગામ છે ત્યાંહાં મુળી નામની એક રબારણનો નેસ હતો. આ રબારણ પરમાર લોકોને દુધ આપતી. પાછળથી તેના નેસની જગ્યાએ હાલનું ગામ બાંધ્યું ત્યારે તે રબારણના નામ ઉપરથી તેનું નામ મુળી પાડ્યું. ત્યારબાદ આસપાસનાં ગામો જીતી તેમણે પોતાનું રાજ વધાર્યું. તે વખતથી આ તાલુક ઉપર પરમારનું રાજ છે. હાલના રાજકર્તા સરતાનસિંહજી કાઠીઆવાડમાં પરમારની ગાદી સ્થાપનાર લગધીરજીથી સુમારે અઢારમી પેઢીએ છે.

મુળીમાં ઓગીર તથા આમડાના પોટલીયા વખાણવા લાએક બને છે. ત્યાં સ્વામીનારાયણના પંથનું એક પ્રખ્યાત મંદીર તથા ધરમશાળા છે, જે પંથનું તે આ દ્રિપકલ્પમાં એક મુખ્ય સ્થળ છે. વળી ત્યાંહાં સુર્યનારાયણનું એક મંદીર છે, જેને પરમાર લોકો માંડવના ડુંગરમાના ગરાસની યાદગીરી રાખવા સારૂ માંડવરાયના નામથી પૂજે છે.

આ તાલુકામાં છ ગુજરાતી નિશાળો તથા એક દવાશાળા છે.

રાજકર્ત્તા.—ઠાકોર સરતાનસંગજીનો જન્મ સંવત ૧૮૯૦ ના ચૈત્ર સુદ ૧૩ એટલે તારીખ ૧૨ એપ્રીલ ૧૮૩૪ ના રોજ થયો છે, ને સંવત ૧૯૨૬ ના અશાડ સુદ ૧ એટલે તારીખ ૨૯ જુન સન ૧૮૭૦ ને બુધવારને રોજ ગાદીએ બેઠા છે.



# બજાણા.

## ચોથા વર્ગને તાલુકો.

ક્ષેત્રફળ..............................૧૮૩ ચોરસ માઇલ.
ગામ..............................૨૭.
વસ્તી..............................૧૫,૮૭૭.
ઉપજ..............................રૂ. ૧,૦૦,૦૦૦.

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો કચ્છના નાના રણને અગ્ની ખુણે આવેલો છે. બજાણા ગામ પાટડીના રેલવે સ્ટેશનથી પાંચ માઇલ દક્ષિણે છે. ત્યાંહાંના રાજકર્તા જત છે, જેના વડવા સિંધમાંથી આવેલા કહેવાય છે. પેહેલ વેહેલા તેમને મુળીના પરમાર રાજાએ આશ્રય આપ્યો હતો. પણ પાછળથી અમદાવાદના સુલતાને તેમને બોલાવી ચાંપાનેરને ઘેરો ઘાલવાના કામમાં રાખ્યા. ત્યાં તેઓએ એટલી બધી બહાદુરી બતાવી કે ચાંપાનેરનો કિલ્લો જીત્યા પછી સુલતાને તેમના સરદાર મલેક હેદાજીને બજાણા તાબે ૨૪ ગામ આપ્યાં. હાલના મલેક નસીબખાનજી તેના વંશના છે.

બજાણા તથા તેની આસપાસનો મુલક નાની જતવાડના નામથી ઓળખાય છે, અને પાલણપુર એજન્સીમાં આવેલ વારાહી તથા તેની આસપાસનો મુલક મોટી જતવાડના નામથી ઓળખાય છે. બજાણા તાબે અછીઆણા, પીપલી અને દેહગામની ખારી જમીનમાં મીઠું પાકે છે. અને દર વરસ શ્રાવણ માસની સુદ ૧ને રોજ સવલાસ ગામ આગળ મેળો ભરાય છે, જયાંહાં હજારો લોકો એકઠા થાય છે.

આ તાલુકામાં પાંચ ગુજરાતી નિશાળો તથા એક દવાશાળા છે.

રાજકર્તા.—મલેક શ્રી નસીબખાનજીનો જન્મ સંવત ૧૮૭૬ના જેઠ સુદ ૨ એટલે તારીખ ૧૪ મેએ સને ૧૮૨૦ના રોજ થયો છે, ને સંવત ૧૮૯૭ના વૈશાક સુદ ૨ એટલે તારીખ ૨૩ એપ્રીલ સને ૧૮૪૧ને શુક્રવારને રોજ તખ્તનશીન થયા છે.

---

# વીરપુર.

## ચોથા વર્ગનો તાલુકો.

ક્ષેત્રફળ..............................૬૭ ચોરસ માઇલ.
ગામ..............................૧૩.
વસ્તી..............................૫,૩૩૮.
ઉપજ..............................રૂ. ૩૯,૦૦૦.

**રાજયની સામાન્ય હકીકત.**—આ તાલુકો હાલાર પ્રાંતમાં આવેલો છે, અને તેના ઉપર જાડેજા રજપુત રાજ કરે છે. આ રાજના મૂળ પુરૂષ નવાનગરના જામ વીભાજી (પેહેલા) ના દીકરા ભાણજી કરીને હતા, તેમને ઇ. સ. ૧૬૩૫માં તેમના બાપ તરફથી કાળાવડ ગરાસમાં મળેલું, ત્યાંહાં તે પ્રથમ રેહેતા હતા. તેના દીકરા ભારોજી કાળાવડ છોડી ખરેડી કે જે ગામના જમીનદાર તે વખત કાઠી હતા ત્યાંહાં મુસલમાની થાણા તાબે જઇ રહ્યા. અહીં તે થાણદારને એટલા બધા ઉપયોગી થઇ પડ્યા અને કાઠી લોકોને હાંકી કાઢવામાં થાણદારને

એટલી બધી મદદ કરી કે, તેથી તેમની જમીનનો થોડો ભાગ તેને મળ્યો. પાછળથી તેના વંશજોએ ધીરેધીરે વધારે જમીન મેળવી. ભારાજીથી સાતમી પેઢીએ મોકાજી થયા, તેણે ઇ. સ. ૧૭૬૬માં મુસલમાન થાણદારને હાંકી કાઢી ખરેડી હાથ કર્યું. ત્યાંહાં રહીને તેણે કાઠી લોકો પાસેથી વીરપુર અને બીજાં ગામ જીતી લઇ વીરપુરમાં ગાદી સ્થાપી. હાલ આ તાલુકાના બે માહાલ છે, વીરપુર અને ખરેડી. હાલના રાજા સુરોજી આ મોકાજીથી પાંચમી પેઢીએ છે.

આ તાલુકામાં ત્રણ ગુજરાતી નિશાળો તથા એક દવાશાળા છે.

રાજકર્ત્તા.—જાડેજા સુરાજીનો જન્મ સંવત ૧૯૦૨ના અષાડ વદ ૪ એટલે તારીખ ૧૨ જુલાઇ સને ૧૮૪૬ને રોજ થયો છે, ને સંવત ૧૯૦૮ના માગસર સુદ ૭ એટલે તારીખ ૩૦ નવેંબર સને ૧૮૫૧ને રોજ ગાદી ઉપર બેઠા છે.

---

# માળીયા.

## ચોથા વર્ગનો તાલુકો.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૧૦૩ ચોરસ માઇલ. |
| ગામ | ૧૨. |
| વસ્તી | ૧૧,૨૨૪. |
| ઉપજ | રૂ. ૬૦,૦૦૦. |

રાજ્યની સામાન્ય હકીકત—આ નાનો તાલુકો કાઠીઆવાડની છેક ઉત્તરે કચ્છના રણને કિનારે આવેલો છે. રણમાં જવાનો માળીઆનો રસ્તો સૌથી ટુંકો છે. પણ તે રસ્તો સૌથી મોડો ખુલે છે, અને સૌથી વેહેલો બંધ થાય છે.

ત્યાંહાંના રાજા જાડેજા રજપુત છે, જે મોરબીના ઠાકોર સાહેબની માફક વાગડ તથા મચ્છુકાંઠાના ઠાકોર કાંયાજીના વંશના છે. ચાલતા સૈકાની શરૂઆતમાં

માળીયા તથા મોરબીના તાલુકદારોને કદી દુશ્મની હતી. ઈ. સ. ૧૮૦૩–૪માં મોરબીના ઠાકોર જીયાજી માળીયાના ઠાકોર ડોસાજીને પકડી કેદ કરી મોરબી લઈ ગયા હતા. ત્યાર બાદ ઈ. સ. ૧૮૦૬–૭માં મરાઠાના અમલદાર બાબાજી આપાજીએ મોરબી તરફથી માળીયા જીતી લેવાની કોશીશ કરી. તેમાં તે ફત્તેહ પામ્યો નહીં, તોપણ મોરબી તરફથી તેને હડાળા ગામ મળ્યું. પછી મીઆણાઓએ એટલી બધી લુટફાટ ચલાવી મુકી કે છેવટે ઇ સ- ૧૮૧૦માં ઇંગ્રેજ સરકારને માળીયા ઉપર એક ફોજ મોકલવી પડી. આ ફોજે માળીયા તાબે કરી તેનો ગઢ જમીન દોસ્ત કરી નાંખ્યો, જેનો પાયો હજુ દેખાય છે. હાલના ઠાકોર જાડેજા શ્રી મોડજી આ ડોસાજીના પ્રપૌત્ર છે, એટલે કે તેની ચોથી પેઢીએ છે.

આંહીની વસ્તીનો મોટો ભાગ એક જંગલી અને તોફાની જાત મીઆણાનો છે, જેઓ કાંયાજીના દીકરા ઠાકોર મોડજીની સાથે કચ્છ તરફથી આ દ્વીપકલ્પમાં આવેલા, તે વખતે તેમને જમીન મળેલી હતી. મોરબી પાસેથી કેટલાંક ગામો જીતી લેવામાં તથા સ્વતંત્ર થવામાં મોડજીને તેઓએ ઘણી મદદ કરી હતી. પણ પછીથી મોડજીના વંશજોને આ દોસ્તીને બદલે ઘણું નુકશાન વેઠવું પડ્યું છે, કેમકે કાઠીઆવાડની કેટલીક તોફાની જાતોમાં મીઆણાઓ લુટફાટમાં તથા અમલને ધીકારવામાં પ્રખ્યાત છે; અને માળીઆના રાજકર્તાઓ તેમને કબજે રાખવાને અશક્ત થઈ પડ્યા છે. તેઓ બહાદુર, હીમતવાન, બરદાશી અને નીમકહલાલ જાત છે. પણ નીયમમાં થોડા રહે તેમ છે. સરસ સીપાઈઓ થાય તેવો તેમનો બાંધો છે, પણ દીલગીરી એટલીજ છે કે તેમની બુદ્ધી આડે માર્ગે વાપરે છે.

માળીઆના ઠાકોરે મીઆણાને વશ રાખવા વખતો વખત કરાર કરેલા છે. પણ તેઓ તેના અધીકારને નહીં ગણકારવાથી છેવટે ૧૮૮૦માં સરકારે તેઓનાં હથીઆર છીનવી લઈ તેમના ઉપર ધાક બેસાડવા સારૂ માળીયામાં એક હથીયારબંદ ટુકડી તથા એક ખાસ માજીસ્ટ્રેટ રાખેલ છે.

માળીયાના રણમાં ઘસીયું મીઠું બહુ પાકે છે, ને તે કાઠીઆવાડના ઘણા ભાગોમાં વપરાય છે.

આ તાલુકામાં ત્રણ ગુજરાતી નીશાળ છે, અને તળ માળીયામાં એક દવાશાળા છે.

રાજકર્તા.—ઠાકોર શ્રી મોડજીનો જન્મ સંવત ૧૯૦૩ના અષાડ સુદ ૫ એટલે તારીખ ૧૩ જુલાઇ સને ૧૮૪૭ને શનીવારને રોજ થયો છે, અને સંવત ૧૯૨૨ના પોષ સુદ ૧૫ એટલે તારીખ ૧ જાનેવારી ૧૮૬૬ને રવીવારને રોજ ગાદીએ બેઠા છે.



# કોટડા-સાંગાણી.

## ચોથા વર્ગનો તાલુકો.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૭૪ ચોરસ માઇલ. |
| ગામ | ૧૮. |
| વસ્તી | ૮,૬૬૨. |
| ઉપજ | રૂ. ૧,૦૦,૦૦૦. |

રાજયની સામાન્ય હકીકત.—આ તાલુકો કોટડા-સાંગાણી અથવા હોથીજીના કોટડાના નામથી ઓળખાય છે. તે હાલાર પ્રાંતમાં આવેલો છે તથા સંસ્થાન ગોંડલથી ઉતરેલો છે. ગોંડલના જાડેજા કુંભાજી (પેહેલા) ને સગરામજી ને સાંગોજી એ બે દીકરા હતા. સગરામજી ગોંડલની ગાદીએ બેઠા અને સાંગાજીને અરડોઇ ગરાસમાં મળ્યું (ઇ. સ. ૧૬૫૪–૫૫). તેના વંશજ જસાજી તથા સગ્તાનજીએ કાઠી લોકો પાસેથી કોટડા અને આસપાસનાં ગામ જીતી લઇ ઇ. સ. ૧૭૫૦ માં કોટડામાં ગાદી સ્થાપી. પણ આ જીતનો તેઓ ઉપભોગ લઇ શક્યા નહીં, કારણ કે કાઠી લોકોના હુમલા સામે ટક્કર લેતાં લડાઇમાં તેમનો પ્રાણ ગયો. તેમના પછી તેમના ભત્રીજા હોથીજી ગાદી ઉપર બેઠા. તેણે લાંબી મુદ્દત સુધી રાજ કર્યું, તેથી તે હોથીજીનું કોટડું કહેવાય છે. હાલના રાજા તેમનાથી પાંચમી પેઢીએ છે. તેઓ નાની વયના હોવાથી એજંસીથી નીમાયેલા કારભારી તાલુકાનો રાજકારભાર ચલાવે છે. આ તાલુકાના બે માહાલ છે, કોટડા અને અરડોઇ.

આ તાલુકામાં ત્રણ ગુજરાતી નીશાળો ને એક દવાશાળા છે.

રાજકર્ત્તા.--ઠાકોર મુળવાજી તોગાજીનો જન્મ સંવત ૧૯૨૯ ના કારતક સુદ ૫ એટલે તારીખ ૫ ડીસેંબર સન ૧૮૭૨ ને મંગળવારને રોજ થયો છે, ને સંવત ૧૯૩૫ ના કારતક વદ ૧૩ એટલે તારીખ ૨૨ નવેંબર સન ૧૮૭૮ ને શુક્રવારને રોજ ગાદીએ બેઠા છે, અને હાલ રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કરે છે.

---

# જેતપુર.

## ચોથા વર્ગનો તાલુકો.

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૭૩૪ ચોરસ માઇલ. |
| ગામ | ૧૪૪. |
| વસ્તી | ૯૨,૫૫૩. |
| ઉપજ | રૂ. ૮,૮૦,૦૦૦. |

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ તાલુકો મોટો અને માતબર છે, અને તે વાળા કાઠીને તાબે છે. વાળા કાઠીઓ કેટલાક સૈકા અગાઉ આ પ્રાંતમાં આવેલા; તે અગાઉ તેમની રાજધાની મોટા દેવળીયામાં હતી. ત્યાંહાંથી તેઓએ ચીતળ જીતી લીધું. ચીતળ આવ્યા પછી તેઓએ જેતપર ને પાછળથી મેંદરડા ને બીલખા મેળવ્યાં.

જો આ તાલુકો એકજ રાજાના કબજામાં હોય, તો તે બીજા વર્ગ બલકે પેહેલા પણ વર્ગમાં ગણાય, અને તેની ઉપજ સેહેલાઇથી ઘણી વધી શકે, કારણ કે તે આ ઇલાકાના મધ્ય ભાગમાં આવેલો છે, અને તેની જમીન ફળદ્રુપ છે, તથા તેના મુલકમાં થઇને રેલવે પસાર થાય છે. પણ એક માલીકને બદલે ઓછામાં ઓછા તેમાં ઓગણીશ ભાગદારો છે. કાઠી લોકો સરખી વેહેં-ચણના જુના રીવાજને વળગી રહ્યા છે, તેથી કેટલાક વખત ગએ ભાગદારોમાં વધારો થશે. આ તાલુકો અગાઉ મજમુ હતો પણ થોડી મુદ્દત થયાં ઘણા

બરા ભાગની વેંહેંચણ થઇ ગઇ છે, તેમાં તળ જેતપુર અને બીજાં કેટલાંક ગામ મજમુ રહ્યાં છે.

આમાંના ૧૪ ભાગદારો નીચે લખી વીગતે ચોથાથી છઠા વર્ગ સુધીનો અખત્યાર ભોગવે છે :—

| | | |
|---|---|---|
| ત્રણ | ભાગદારો— | ચોથા વર્ગનો. |
| ચાર | ,, | પાંચમા ,, |
| સાત | ,, | છઠા ,, |

બાકીના ભાગદારોના ગરાસ ઉપર તાલુકા કોર્ટ તથા તાબાના થાણદારો અખત્યાર ચલાવે છે. તથા જેજે મજમુ ગરાસ છે તેના ઉપર તાલુકા કોર્ટ અખત્યાર ચલાવે છે. બધા ભાગદારોએ પસંદ કરેલ ત્રણ ભાગદારોથી તાલુકા કોર્ટ બનેલી છે, અને તે પાંચમા વર્ગનો અખત્યાર ભોગવેછે, તે ઉપરાંતનો અખત્યાર એજન્સીને હાથ છે.

જેતપુર શેહેર ભાદર નદીને પશ્ચિમ કિનારે આવેલું છે, અને તે આબાદીવાળું અને માતબર ગામ, એ ભાગમાં વેપારની બાબતમાં ધોરાજીથી બીજે નંબરે છે. જેતપુરની ઉત્તરે આશરે એક માઇલ દુર રાજકોટથી જુનાગઢની સડક ઉપર ભાદર નદી ઉપર એક સારો પુલ બાંધેલો છે. ભાવનગર-ગોંડલ રેલવેની ધોરાજી લાઇન ઉપર જેતપુર આગળ રેલવેનું સ્ટેશન છે, જે શેહેરને અગ્નીખુણે સુમારે બે માઇલ દુર છે.

આ તાલુકામાં એક ઇંગ્રેજી, એક સંસ્કૃત, ૨૬ ગુજરાતી નિશાળો તથા બે કન્યાશાળા છે, તથા જેતપુર અને ચીતળમાં દવાશાળાઓ છે.

રાજકર્ત્તા.—નીચે લખેલા ત્રણ મુખ્ય ભાગદારો છે; જેઓ ચોથા વર્ગનો અખત્યાર ભોગવે છે.

(૧.) વાળા લખમણ ભેરામ, જેમનો જન્મ સંવત ૧૯૦૫ ના પોષ સુદ ૧૦ એટલે તારીખ ૪ જાનેવારી સન ૧૮૪૯ ને ગુરૂવારને રોજ થયો છે, અને સંવત ૧૯૩૯ ના ભાદરવા વદ ૧ એટલે તારીખ ૧૭ સપટેંબર સન ૧૮૮૩ ને સોમવારના રોજ ગાદી ઉપર બેઠા છે.

(૨.) વાળા સુરગ ગાંગા, જેઓ સુમારે ૬૬ વર્ષની વયના છે.

(૩.) વાળા કાળા દેવદાન, જેમનો જન્મ સંવત ૧૮૯૦ ના માહા સુદ ૧૧ એટલે તારીખ ૧૯ ફેબ્રુઆરી સન ૧૮૩૪ ને રોજ થયો છે, અને સંવત ૧૯૧૨ ના અશાડ સુદ ૧૦ એટલે તારીખ ૧૨ જુલાઇ સન ૧૮૫૬ ને સનીવારને રોજ ગાદી ઉપર બેઠા છે.

---

# પાટડી.

## ચોથા વર્ગનો તાલુકો.

| | | |
|---|---|---|
| ક્ષેત્રફળ | ૩૯ ચોરસ માઇલ. | કાઠીઆવાડ એજન્સીને તાબે છે તેટલો ભાગ. |
| ગામ | ૭. | |
| વસ્તી | ૩,૮૭૭. | |
| ઉપજ | રૂ. ૪૫,૦૦૦. | |

**રાજ્યની સામાન્ય હકીકત.**—આ નાનો તાલુકો ઝાલાવાડ પ્રાંતને ઇશાન ખુણે આવેલો છે, અને તેના માલેક કણબી તાલુકદાર છે. આ તાલુકાનો મોટો ભાગ અમદાવાદ તાબે સરકારના ખાલસા પ્રગણામાં છે. તેનાં માત્ર સાત ગામ કાઠીઆવાડ પોલીટીકલ એજંસીની હકુમત નીચે છે, જેમાં આ તાલુકદાર ચોથા વર્ગનો અખત્યાર ભોગવે છે.

પાટડી ગામ અમદાવાદ જીલ્લાની હદમાં બી.બી. ને સી.આઇ. રેલવેની ખારાઘોડાની શાખા ઉપર આવેલું છે. ધ્રાંગધ્રાના રાજની પ્રથમ તે રાજધાની હતી. ઇ. સ. ૧૭૪૦માં, વીરમગામના દેશાઇ ભાવસંગના* તે ગામ ઉપર જે હક હતા તે બધા છોડી દેવાની શરતથી મરાઠાઓએ તેને પાટડી

---

*ભાવસીંગજીનું કુટુંબ ન્યાતે કડવા કણબી, સોળમા સૈકામાં ચાંપાનેરની પડતી થઇ તે વખતે ત્યાંથી નીકળી વીરમગામ આવી પ્રથમ પટેલ તરીકે રહ્યા હતા, અને પાછળથી ઔરંગઝેબના રાજમાં ત્યાંહાંના વહીવટદાર થયા હતા, અને તે શેહેરને ધનાઢ્ય તથા આબાદ કર્યું હતું.

તથા ૧૯ ગામ અને મીઠાની ઉપજ સ્વાધીન કરી હતી. ઈ. સ. ૧૭૫૭ માં મરેઠાઓએ અમદાવાદ જીતી લીધું ત્યારે મુળ દેશાઇ ભાવસીંગજીના કાકા બુખાણદાસે પેશ્વાના અમલદાર સાથે કાવતરૂં કરીને અસલ દસ્તાવેજ રદ કરાવી નવું દસ્તાવેજ કરાવી લીધું. આ નવા દસ્તાવેજ મુજબ પાંચસેં ઘોડે સ્વારથી ગાયકવાડને મદદ કરવાની શરતે ભાવસંગજીને ૧૧ ગામ અને મીઠાની ઉપજનો પોણો ભાગ મળ્યો તથા તેના કાકાને ત્રણ ગામ મળ્યાં. અઢારમા સૈકાના છેલ્લા ભાગમાં આ મુલકમાં ગડબડ ચાલી તે વખતે પાટડીનો કિલ્લો મજબુત હોવાથી તેના માલીક સારો ટકાવ કરી શક્યા હતા. ઈ. સ. ૧૮૦૩ માં ભાવસંગજીના પૌત્ર વખતભાઇએ ગાયકવાડની સામે બાથ ભીડી હતી, પણ તેની હાર થવાથી તથા દોઢ લાખ રૂપીઆનો દંડ આપવો પડવાથી તે કરજવાન થઇ ગયો. ચાકરી કરવાનો કરાર પણ રદ કરી તેને બદલે દર પચાશ મહીને રૂપીઆ ૧૨૦૦૦ ની ખંડણી ઠરાવવામાં આવી. ઈ. સ. ૧૮૧૮ માં ઇંગ્રેજ સરકારે દર સાલ રૂપીઆ ૧૨,૦૦૦ આપવા ઠરાવી મીઠાના તમામ અગર પોતાને હાથ કર્યા છે.

રાજકર્त्ता.—દેશાઇ સુરજમલજીનો જન્મ સંવત ૧૯૦૪ ના પોષ વદ ૧૦ એટલે તારીખ ૩૦ જાનેવારી ૧૮૪૯ ને રવીવારના રોજ થયો છે, અને તેના ભાઇ હીમતસંગજી બીનવારસ ગુજરી જતાં સંવત ૧૯૪૦ ના અષાડ વદ ૨ એટલે તારીખ ૧૦ જુલાઇ સન ૧૮૮૪ ને ગુરૂવારને રોજ ગાદી ઉપર બેઠા છે.



# TABULAR STATEMENT
# of
# States and Talukas.

*TABULAR STATEMENT of the*

| No. | Talukas. | Names. | Caste. | Class of Juris-diction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census — Of the Chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *JHALAWAD PRANT.* | | | | | |
| 1 | Dhránga-dhra | H. H. Ráj Sir Mánsinhji. | Jhála Raj-put. | 1 | 1157 | 129 | 12,304 |
| 2 | Vánkáner.. | Ráj Shri Gagu-bha | „ ... | 2 | 415 | 87 | 5,533 |
| 3 | Limbdi ... | Thákor Sáheb Jaswatsinhji. | „ ... | 2 | 344 | *44 | 12,873 |
| 4 | Wadhwán. | Thákor Sáheb Bálsinhji | „ ... | 2 | 236 | 31 | 16,949 |
| 5 | Lakhtar ... | Karansinhji ... | „ ... | 3 | 247 | 51 | 4,132 |
| 6 | Sáyla ...... | Wakhatsinhji... | „ ... | 3 | 222 | 38 | 6,488 |
| 7 | Chuda ... | Becharsinhji...... | „ ... | 3 | 78 | 14 | 5,061 |
| 8 | Muli ...... | Sartánji ......... | Parmár Rajput. | 4 | 133 | 19 | 6,357 |
| 9 | Bajána ... | Nasibkhán ...... | Mahome-dan Malek | 4 | 183 | 27 | 2,463 |
| 10 | Pátdi ...... | Surajmalji ...... | Kunbi | 4 | 39 | 7 | 768 |
| 11 | Vanod ... | Hayátkhán...... | Mahome-dan Malek | 5 | 57 | 11 | 2,693 |
| 12 | Bhoika ... | Vahiwatdár Má-dhavsang | Jhála Raj-put | 6 | 30 | 3 | 2,287 |
| 13 | Rájpar ... | Karansangji ... | „ ... | 6 | 15 | 2 | 1,020 |
| 14 | Vadod ... | Fatesangji ...... | „ ... | 6 | 14 | 3 | 924 |
| 15 | Dasáda ... | *Barsath.* | | | 123 | 22 | 3,814 |
| | | Joráwarkhán ... | Mahome-dan Malek | 6 | | | |
| | | Umarkhán ... | „ ... | ... | | | |
| | | Jáfarkhán ...... | „ ... | ... | | | |
| | | *Gadhsath.* | | | | | |
| | | Jesharkhán ...... | „ ... | ... | | | |
| | | Sádulkhán ...... | „ ... | ... | | | |
| | | Sádatkhán ...... | „ ... | ... | | | |

* Besides these 28 villages are under the Ahmedabad Collectorate.

*Chiefs and Tálukdárs in Káthiáwár.*

| according of 1881. | Estimated Revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. | | | | |
|---|---|---|---|---|---|---|
| Of Each Taluka. | | British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
| 99,686 | 5,00,000 | 40,671 0 | ...... | 4,006 0 | ...... | 44,677 0 |
| 30,491 | 2,10,355 | 17,422 0 | ...... | 1,457 0 | ...... | 18,879 0 |
| 43,063 | 2,57,000 | 44,128 0 | ...... | 1,390 0 | 15 13 | 45,533 13 |
| 42,500 | 4,00,000 | 25,922 8 | ...... | 2,682 0 | 87* 6 | 28,691* 8 |
| 23,208 | 75,000 | 6,763 0 | ...... | 464 0 | 124 0 | 7,351 o |
| 16,991 | 65,000 | 15,001 0 | ...... | 510 0 | ...... | 15,511 0 |
| 13,496 | 1,40,000 | 6,324 0 | ...... | 676 0 | 143† 6 | 7,143† 6 |
| 19,832 | 1,00,000 | 7,501 0 | ...... | 1,853 0 | ...... | 9,354 0 |
| 15,877 | 1,00,000 | 7,980 0 | ...... | ...... | 57 10 | 8,037 10 |
| 3,877 | 45,000 | 5,235 0 | ...... | ...... | ...... | 5,235 0 |
| 6,766 | 15,000 | 1,953 0 | ...... | ...... | ...... | 1,953 0 |
| 4,303 | 13,666 | 1,759 0 | ...... | 279 0 | 94‡ 3 | 2,132‡ 3 |
| 1,674 | 14,000 | 2,412 0 | ...... | 186 0 | ...... | 2,598 0 |
| 1,590 | 21,000 | 1,252 0 | ...... | 278 0 | ...... | 1,530 0 |
| 16,968 | 60,000 | 12,968 0 | ...... | ...... | 23 4 | 12,991 4 |

*Plus eight pies. †Plus five pies. ‡Plus nine Pies.

| No. | Talukas. | Names. | Caste. | Class of Juris-diction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census Of the Chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *JHALAWAD PRANT.* (*continued*). | | | | | |
| 16 | Chotila ... | Dáda. ............ | Khâchar Káthi. | 6 | 108 | 35 | 2,029 |
| | | Jasa. ............ | " ... | 6 | | | |
| | | Bhoj ............ | " ... | ... | | | |
| | | Chámpráj. ...... | " ... | ... | | | |
| | | Ráning. ......... | " ... | ... | | | |
| | | Bhán. ............ | " ... | ... | | | |
| | | Nág. ............ | " .. | ... | | | |
| | | Ebhal. ........... | " ... | ... | | | |
| 17 | Sanosra ... | Dáda *alias* Golan | " ... | 6 | 13 | 3 | 680 |
| 18 | Anandpar. | Ráma. ............ | " ... | 6 | 130 | 32 | 1,461 |
| | | Mesur. ......... | " ... | 6 | | | |
| | | Jethsur. ......... | " ... | ... | | | |
| | | Bhoj. ............ | " ... | ... | | | |
| | | Godad. ......... | " ... | ... | | | |
| | | Kánthad ......... | " ... | ... | | | |
| | | Shádul. ......... | " ... | ... | | | |
| 19 | Rái-Sánkli | Ambávidás ...... | Kunbi | 6 | 6 | 2 | 477 |
| 20 | Páliád...... | Amra. ............ | Khâchar Káthi. | ... | 85 | 15 | 3,365 |
| | | Oghad. ......... | " ... | ... | | | |
| | | Bhán. ...... | " ... | ... | | | |
| | | Jethsur. ......... | " ... | ... | | | |
| | | Lakhman. ...... | " ... | ... | | | |
| | | Mánsur ......... | " ... | ... | | | |
| | | Harsur ......... | " ... | ... | | | |
| 21 | Karmad... | Dádubha ...... | Jhála Raj-put. | ... | 3 | 1 | 648 |
| 22 | Kanthária. | Falji ............ | " ... | ... | 14 | 2 | 1,555 |
| | | Bápji ............ | " ... | ... | | | |
| | | Dádáji ........... | " ... | ... | | | |
| | | Nágbhái ......... | " ... | ... | | | |
| | | Harisang......... | " ... | ... | | | |
| 23 | Károl...... | Dhirsingji ...... | " ... | ... | 11 | 2 | 1,085 |
| | | Amarsangji .... | " ... | ... | | | |

| according of 1881. Of each Taluka. | Estimated revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
|---|---|---|---|---|---|---|
| 7,939 | 21,874 | 652 | ...... | 221 8 | 24 9* | 898 1 4 |
| 1,140 | 4,030 | 186 | ...... | 51 0 | ...... | 237 0 0 |
| 2,725 | 29,113 | 715 | ...... | 205 0 | ...... | 920 0 0 |
| 721 | 9,000 | 556 | 382 0 | ...... | ...... | 938 0 0 |
| 9,662 | 40,000 | 907 | ...... | 306 0 | ...... | 1,213 0 0 |
| 648 | 5,117 | 140 | ...... | 32 0 | 59 6† | 231 6 7 |
| 2,260 | 10,497 | 1,491 | ...... | 208 0 | 89 1‡ | 1,788 1 9 |
| 1,325 | 6,185 | 703 | ...... | 93 0 | ...... | 169 0 0 |

* plus 4 pies † plus 7 pies ‡ plus 9 pies

| No. | Talukas. | Names. | Caste. | Class of Jurisdiction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census. Of the chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *JHALAWAD PRANT.* (continued.) | | | | | |
| 24 | Kamálpar. | Banesang ...... | Jhála Rajput. | | 4 | 1 | 737 |
| | | Harisang........ | " ... | ... | | | |
| 25 | Khambhláv. | Prabhátsang. ... | " ... | ... | 10 | 2 | 1,446 |
| | | Kákáji ,......... | " ... | ... | | | |
| | | Nársangji. ...... | " ... | ... | | | |
| 26 | Gedi ...... | Veráji............ | " ... | ... | 11 | 2 | 901 |
| | | Kesháji. ......... | " ... | ... | | | |
| 27 | Chachána. | Kálubhái. ...... | " ... | ... | 6 | 1 | 782 |
| 28 | Chhalála. | Becharsang. ... | " ... | ... | 5 | 1 | 800 |
| | | Prabhátsang. ... | " ... | ... | | | |
| 29 | Jákhan ... | Oghadbhái ...... | " ... | ... | 3 | 1 | 703 |
| | | Haribhái ......... | " ... | ... | | | |
| 30 | Khándia. | Bhagwatsang.... | " ... | ... | 5 | 1 | 785 |
| | | Kasalsang ...... | " ... | ... | | | |
| 31 | Talsána ... | Veráji ........... | " ... | ... | 43 | 4 | 1,701 |
| | | Dhirsang ........ | " ... | ... | | | |
| 32 | Távi ...... | Kesrisang ...... | " ... | ... | 12 | 1 | 777 |
| | | Himatsang. ... | " ... | ... | | | |
| 33 | Devalia ... | Kesrisang ...... | " ... | ... | 11 | 2 | 693 |
| | | Keranji. ......... | " ... | ... | | | |
| 34 | Darod ... | Bhimji. ......... | " ... | ... | 4 | 1 | 376 |
| | | Becharsang. ... | " ... | ... | | | |
| 35 | Paláli ...... | Ratansang....... | " ... | ... | 4 | 2 | 615 |
| | | Khengárji. ...... | " ... | ... | | | |
| 36 | Bhathán ... | Pátáji............. | " ... | ... | 4 | 1 | 685 |
| | | Harbhamji....... | " ... | ... | | | |
| 37 | Bhalgámda | Nársangji. ...... | " ... | ... | 19 | 3 | 1,210 |
| | | Harbhamji. ... | " ... | ... | | | |
| | | Khimábhái ...... | " ... | ... | | | |
| 38 | Bhadvána. | Khodábhái....... | " ... | ... | 15 | 2 | 636 |
| | | Nársang. ...... | " ... | ... | | | |
| | | Kesrisang ...... | " ... | ... | | | |
| 39 | Láliyád ... | Madársang....... | " ... | ... | 4 | 1 | 783 |
| | | Káñyábhái....... | " ... | ... | | | |

| ...according of 1881. Of each Taluka. | Estimated Revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
|---|---|---|---|---|---|---|
| 737 | 2,700 | 776 0 | ...... | ...... | ...... | 776 0 0 |
| 1,643 | 4,579 | 730 0 | ...... | 139 0 | ...... | 869 0 0 |
| 1,327 | 4,286 | 1,200 0 | ...... | 139 0 | ...... | 1,339 0 0 |
| 782 | 2,293 | 318 0 | ...... | ...... | ...... | 318 0 0 |
| 800 | 2,300 | 971 0 | ...... | 78 0 | 73 4* | 1,122 4 10 |
| 703 | 1,573 | 242 0 | ...... | 46 0 | ...... | 288 0 0 |
| 785 | 2,945 | 806 0 | ...... | 81 0 | 13 4† | 900 4 2 |
| 3,661 | 22,922 | 913 0 | ...... | 139 0 | ...... | 1,052 0 0 |
| 777 | 2,711 | 310 0 | ...... | 25 0 | ...... | 335 0 0 |
| 1,040 | 5,232 | 467 0 | ...... | 56 0 | ...... | 523 0 0 |
| 376 | 1,180 | 366 0 | ...... | 50 0 | ...... | 416 0 0 |
| 679 | 4,800 | 357 0 | ...... | 46 0 | ...... | 403 0 0 |
| 685 | 3,159 | 641 0 | ...... | 60 0 | ...... | 701 0 0 |
| 2,289 | 11,831 | 1,400 0 | ...... | 105 0 | ...... | 1,505 0 0 |
| 928 | 5,544 | 998 0 | ...... | 83 0 | ...... | 1,081 0 0 |
| 783 | 2,850 | 362 0 | ...... | ...... | ...... | 362 0 0 |

* plus 10 pies † plus 2 pies

| No. | Talukas. | Names. | Caste. | Class of Juris-diction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census — Of the chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *JHALAWAD PRANT.* (continued.) | | | | | |
| 40 | Vanálá ... | Prabhátsang. ... | Jhala Rajput. | ... | 3 | 1 | 625 |
| | | Abhesang. ...... | „ ... | ... | | | |
| 41 | Samla. ... | Náransang....... | „ ... | ... | 13 | 2 | 757 |
| | | Bhákharji. ...... | „ ... | ... | | | |
| | | Bhagwánji ...... | „ ... | ... | | | |
| | | Prabhátsang. ... | „ ... | ... | | | |
| 42 | Sáhuka. ... | Khetábhái ...... | „ ... | ... | 6 | 1 | 920 |
| 43 | Untdi. ... | Rupji. ............ | „ ... | ... | 6 | 1 | 431 |
| | | Manubha ...... | „ ... | ... | | | |
| 44 | Ankewália | Umedsang ... | „ ... | ... | 17 | 3 | 1,464 |
| | | Ganubha. ...... | „ ... | ... | | | |
| 45 | Jhámpo-dad. | Dipsang ......... | „ ... | ... | 4 | 1 | 561 |
| | | Govindsang. ... | „ ... | ... | | | |
| | | Mohobatsang.... | „ ... | ... | | | |
| 46 | Kheráli..... | Gagubha. ...... | „ ... | ... | 11 | 2 | 1,163 |
| | | Haribhái. ...... | „ ... | ... | | | |
| | | Harbhamji ...... | „ ... | ... | | | |
| 47 | Gundiáli... | Abhesang. ...... | „ ... | ... | 15 | 2 | 914 |
| 48 | Jhamar. ... | Abhesang. ...... | „ ... | ... | 4 | 1 | 718 |
| | | Bhimsang. ...... | „ ... | ... | | | |
| 49 | Dudhrej... | Bhagwatsingji. | „ ... | ... | 12 | 2 | 1,309 |
| | | Ranmalsangji. | „ ... | ... | | | |
| | | Takhatsang. ... | „ ... | ... | | | |
| 50 | Bhálála..... | Madársang. ... | „ ... | ... | 6 | 1 | 541 |
| | | Udesang. ...... | „ ... | ... | | | |
| | | Bhagwatsang.... | „ ... | ... | | | |
| 51 | Vana...... | Wakhatsang ... | „ ... | ... | 24 | 3 | 2,297 |
| | | Bhojrájji. ...... | „ ... | ... | | | |
| | | Junáji ............ | „ ... | ... | | | |
| | | Jasmatsang ... | „ ... | ... | | | |
| | | Madársang ...... | „ ... | ... | | | |
| | | Bhárubhá. ...... | „ ... | ... | | | |

| according of 1881. | Estimated Revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. | | | | |
|---|---|---|---|---|---|---|
| Of each Taluka. | | British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
| 625 | 2,673 | 396 0 | ...... | ...... | ...... | 396 0 0 |
| 1,330 | 7,625 | 959 0 | ...... | 104 0 | ...... | 1,063 0 0 |
| 920 | 2,650 | 519 0 | ...... | 65 0 | ...... | 584 0 0 |
| 431 | 1,955 | 493 0 | ...... | 46 0 | ...... | 539 0 0 |
| 2,246 | 14,860 | 1,300 0 | ...... | 226 0 | ...... | 1,526 0 0 |
| 561 | 4,124 | 138 0 | ...... | ...... | ...... | 138 0 0 |
| 1,658 | 10,611 | 678 0 | ...... | ...... | ...... | 678 0 0 |
| 1,796 | 12,000 | 1,408 0 | ...... | ...... | ...... | 1,408 0 0 |
| 718 | 4,016 | 464 0 | ...... | ...... | ...... | 464 0 0 |
| 2,183 | 18,342 | 1,102 0 | ...... | 97 0 | ...... | 1,199 0 0 |
| 541 | 2,045 | 474 0 | ...... | ...... | ...... | 474 0 0 |
| 3,494 | 22,318 | 3,715 0 | ...... | 278 0 | ...... | 3,993 0 0 |

| No. | Talukas. | Names. | Caste. | Class of Jurisdiction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census Of the chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *JHALAWAD PRANT.* (continued). | | | | | |
| 52 | Vithalgadh. | Bháskarráo Vithal. | Chandraseni Kayasth Parbhu. | ... | 23 | 5 | 1,273 |
| 53 | Kesharia. | Khengárji. ... | Jhála Rajput. | ... | 3 | 1 | 231 |
| | | Agarsang. ...... | „ ... | ... | | | |
| 54 | Munjpar... | Raghábhái....... | Parmár-Rajput. | ... | 3 | 1 | 548 |
| | | Devisang. ...... | „ ... | ... | | | |
| | | Punjábhái ....... | „ ... | ... | | | |
| 55 | Jhinjhuwáda. | *Meláni.* | | | 165 | 16 | 3,770 |
| | | Vágháji. ......... | Koli Thákarda. | ... | | | |
| | | Prathiráj. ...... | „ ... | ... | | | |
| | | Dánsang. ...... | „ ... | ... | | | |
| | | *Rásáni* | | | | | |
| | | Fatesang. ...... | „ ... | ... | | | |
| | | Cheláji. ......... | „ ... | ... | | | |
| | | Gumánsang. ... | „ ... | ... | | | |
| | | Kesrisang ...... | „ ... | ... | | | |
| | | Dánsang ...... | „ ... | ... | | | |
| | | Jasáji ............ | „ ... | ... | | | |
| 56 | Bhárejda .. | Oghad. ......... | Bhábhla-Káthi. | ... | 2 | 1 | 427 |
| | | Punja. ........... | „ ... | ... | | | |
| 57 | Bhimora. | Odha. ............ | Kháchar-Káthi. | ... | 36 | 12 | 404 |
| | | Desa. ............ | „ ... | ... | | | |
| 58 | Bámanbor | Sáta. ............ | „ ... | ... | 12 | 4 | 796 |
| 59 | Mewása ... | Ebhal. ......... | „ ... | ... | 24 | 6 | 413 |
| | | Mána. ............ | „ ... | ... | | | |

| according of 1881. | Estimated Revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. | | | | |
|---|---|---|---|---|---|---|
| Of Each Taluka. | | British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
| 1,999 | 15,000 | ......... | ...... | ...... | ...... | ......... |
| 231 | 1,651 | 278 0 | ...... | ...... | ...... | 278 0 0 |
| 548 | 3,225 | 603 0 | ...... | ...... | ...... | 603 0 0 |
| 15,764 | 1,50,000 | 11,073 8 | ...... | ...... | ...... | 11,073 8 0 |
| 427 | 2,465 | 94 0 | ...... | ...... | 31 12 | 125 12 0 |
| 717 | 8,133 | 307 8 | ...... | 63 8 | ...... | 371 0 0 |
| 987 | 2,103 | 76 0 | ...... | ...... | ...... | 76 0 0 |
| 1,175 | 6,203 | 445 0 | ...... | 114 0 | ...... | 559 0 0 |

| No. | Talukas. | Names. | Caste. | Class of Juris-diction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census — Of the chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *JHALAWAD PRANT.* (continued). | | | | | |
| 60 | Mátra-Timba. | Ráning. ......... | Khăchar-Káthi. | ... | 6 | 1 | 433 |
| 61 | Chobári.... | Odha. ............ | „ ... | ... | 13 | 3 | 260 |
| | | Desa. ............ | „ ... | ... | | | |
| 62 | Sudámda-Dhan-dhalpar. | Bhán. ............ | Khavad-Káthi. | ... | 135 | 27 | 3,379 |
| | | Dewa. ............ | „ ... | ... | | | |
| | | Jiwa. ............ | „ ... | ... | | | |
| | | Visa. ............ | „ ... | ... | | | |
| | | Khoda. ......... | „ ... | ... | | | |
| | | Godad. ......... | „ ... | ... | | | |
| 63 | Sejakpar. | Punja. ............ | „ ... | ... | 29 | 4 | 1,290 |
| | | Desa. ............ | „ ... | ... | | | |
| | | Odha. ............ | „ ... | ... | | | |
| 64 | Rámparda | Rája. ............ | Karapda-Káthi. | ... | 5 | 1 | 423 |
| | | Godad. ........ | „ ... | ... | | | |
| | | *SORATH PRANT.* | | | | | |
| 65 | Junágadh. | H. H. Nawáb Sáheb Báhá-durkhánji. | Mahome-dan Bábi. | 1 | 3,280 | 890 | 24,679 |
| 66 | Jáfrábád. | Nawáb of Jan-jira. | Sidi. ...... | 2 | 42 | 12 | 4,783 |
| 67 | Porbandar | Ráná Shri Vik-mátji. | Jethwa Rajput. | 3 | 637 | 103 | 14,570 |
| 68 | Bántwa.... | *Mánàvadar.* Gazafarkhánji | Mahome-dan Bábi. | 3 | 222 | 56 | 2,482 |
| | | *Gidad.* Sáhmatkhánji | „ ... | 4 | | | 1,814 |
| | | *Bántwa.* Sherkhánji | „ ... | 5 | | | 7,589 |

| according of 1881. | Estimated revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. | | | | |
|---|---|---|---|---|---|---|
| Of each Taluka. | | British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
| 433 | 1,201 | 290 0 | ...... | 72 0 | ...... | 362 0 0 |
| 295 | 5,209 | 154 0 | ...... | 45 0 | ...... | 199 0 0 |
| 7,431 | 20,525 | 2,381 0 | ...... | 743 0 | ...... | 3,124 0 0 |
| 1,731 | 5,325 | 316 8 | ...... | 116 0 | ...... | 432 8 0 |
| 423 | 1,034 | 75 0 | ...... | ...... | ...... | 75 0 0 |
| 3,87,499 | 27,00,000 | 28,394 0 | 37,210 0 | ...... | ...... | 65,604 0 0 |
| 9,405 | 45,000 | ......... | ...... | ...... | ...... | ......... |
| 71,072 | 3,00,000 | 21,202 0 | 7,196 0 | 5,106 0 | ... | 33,504 0 0<br>15,000* 0 0<br>48,504 0 0 |
| 38,517 | 4,00,000 | 29,642 0 | ...... | ...... | ...... | 29,642 0 0 |

*Customs.

| No. | Talukas. | Names. | Caste. | Class of Jurisdiction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census — Of the chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *SORATH PRANT.* (continued). | | | | | |
| 69 | Jetpur ... | Lakhman. ...... | Vála Káthi | 4 | 734 | 144 | 11,813 |
| | | Surag. ............ | „ ... | 4 | | | |
| | | Kála Devdán. ... | „ ... | 4 | | | |
| | | Báwa. ............ | „ ... | 5 | | | |
| | | Ala. ............ | „ ... | 5 | | | |
| | | Godad. ......... | „ ... | 5 | | | |
| | | Desa. ............ | „ ... | 5 | | | |
| | | Gorkha. ......... | „ ... | 6 | | | |
| | | Rána. ............ | „ ... | 6 | | | |
| | | Dána. ............ | „ ... | 6 | | | |
| | | Nathu. ......... | „ ... | 6 | | | |
| | | Kála Bhán. ...... | „ ... | 6 | | | |
| | | Nág. ............ | „ ... | 6 | | | |
| | | Loma ............ | „ ... | 6 | | | |
| | | Vájsur. ......... | „ ... | ... | | | |
| | | Rám. ............ | „ ... | ... | | | |
| | | Nája. ............ | „ ... | ... | | | |
| | | Válera. ......... | „ ... | ... | | | |
| | | Khoda. ......... | „ ... | ... | | | |
| 70 | Vasávad. | Lábhshankar ... | Vadnagrá-Nágar. | 5 | 17 | 4 | 2,969 |
| | | Rájárám ......... | „ ... | ... | | | |
| | | Vrajlál. ......... | „ ... | ... | | | |
| | | Shankarprasád. | „ ... | ... | | | |
| | | Keshavlál. ...... | „ ... | ... | | | |
| | | Ranchhodji. ... | „ ... | ... | | | |
| | | Rámji ............ | „ ... | ... | | | |
| | | Pránshankar. ... | „ ... | ... | | | |
| 71 | Dedán. ... | Unad. ......... | Kotila Bábria. | 5 | 50 | 8 | 2,256 |
| | | Nája. ............ | „ ... | ... | | | |
| | | Jetmal. ......... | „ ... | ... | | | |

| according of 1881. | Estimated Revenue of each Taluka. | Tribute payable by each State or Taluka through the Political Agency. | | | | |
|---|---|---|---|---|---|---|
| Of each Taluka. | | British Tribute. | His Highness the Gaekwar's Tribute. | Junagadh Zortalbi. | Ahmedabad Sukhdi. | Total. |
| 92,553 | 8,80,000 | 50,262 0 | 5,164-13 | 3,796 0 | ...... | 59,222 13 0 |
| 3,833 | 12,000 | 766 0 | ...... | ...... | ...... | 766 0 0 |
| 5,437 | 35,000 | ......... | 2,956 0 | ...... | ...... | 2,956 0 0 |

| No. | Talukas. | Names. | Caste. | Class of Juris-diction. | Area in square miles of each Taluka. | Total number of Towns and Villages of each Taluka. | Population to census — Of the chief Town. |
|---|---|---|---|---|---|---|---|
| | | *SORATH PRANT.* (continued). | | | | | |
| 72 | Bagasra ... | Harsur. ......... | Vála Káthi | 6 | 56 | 8 | 7,876 |
| | | Jaga. ........... | „ ... | 6 | | | |
| | | Giga. ........... | „ ... | 6 | | | |
| | | Mulu. ........... | „ ... | ... | | | |
| | | Godad. ......... | „ ... | ... | | | |
| | | Sámat........... | „ ... | ... | | | |
| 73 | Vichhá-vad. | Hariprasád....... | Vadnagra Nágar. | 6 | 4 | 1 | 680 |
| | | „ Jaswantrái. | „ ... | ... | | | |
| 74 | Kuba. ... | Jádavrái. ......... | „ ... | 6 | 3 | 1 | 375 |
| | | Trambakrái. ... | „ ... | ... | | | |
| 75 | Káthrota. | Jiwa. ........... | Mála Ká-thi. | ... | 1 | 1 | 59 |
| 76 | Khijadia-Nájáni. | Bhoja. ........... | Vála Káthi | ... | 1 | 1 | 85 |
| 77 | Kaner ... | Vasta. ........... | „ ... | ... | 2 | 1 | 249 |
| 78 | Garamli-Moti. | Nathu ........... | „ ... | ... | 2 | 1 | 327 |
| 79 | Garamli-Náni. | Hamir. ......... | „ ... | ... | 2 | 1 | 400 |
| 80 | Gadhia. ... | Hipa. ........... | „ ... | ... | 11 | 2 | 777 |
| | | Chámpa ......... | „ ... | ... | | | |
| 81 | Charkha. | Rám. ........... | „ ... | ... | 10 | 2 | 1,350 |
| | | Unad. ......... | „ ... | ... | | | |
| | | Bhán. ........... | „ ... | ... | | | |
| | | Vikamshi ...... | „ ... | ... | | | |
| 82 | Jhámka.. | Gorkha. ......... | „ ... | ... | 7 | 1 | 785 |
| | | Moka. ........... | „ ... | ... | | | |
| 83 | Dholarwa. | Mulu. ........... | „ ... | ... | 4 | 1 | 328 |
| 84 | Mánáváv. | Bháya ........... | „ ... | ... | 5 | 1 | 528 |
| 85 | Lákhápá-dar. | Vira. ........... | „ ... | ... | 5 | 1 | 409 |
| 86 | Monvel. ... | Válera. ......... | „ ... | ... | 31 | 4 | 1,928 |
| | |Ráning. ......... | „ ... | ... | | | |

સુરભાઇ દેશાઇની અથાગ મેહેનતથી ઇ. સ. ૧૮૬૫ ની સાલથી કેળવણી ખાતું દૃઢ રીતે આગળ વધવા માંડ્યું. રાવ બહાદુર ગોપાલજી ગામે ગામ ફર્યા, નિશાળોની પરીક્ષા લેવાની સાથે ઉપદેશ કરી કરીને ભણવાના ફાયદા બતાવ્યા. આમ કરવાથી એકજ વરસમાં એટલે ઇ. સ. ૧૮૬૫–૬૬ ની સાલમાં ચોવીશ નવી નિશાળો ઉઘાડવાને, જુની નિશાળોને સારા પાયા ઉપર મુકવાને, અને મેહેતાજીઓને તૈયાર કરવા માટે એક ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશન સ્થાપન કરવાને બંદોબસ્ત કર્યો. દર વર્ષે ઉપર જણાવેલા નવા કામમાં રૂપીઆ ૧૭,૮૮૧ નો કુલ નવો ખર્ચ વધ્યો, તેની સાથે કેળવણી ખાતાના નોકરોને પેનશન આપવા વિગેરેના પણ બીજા સારા બંદોબસ્ત કર્યા. એ પછી દરેક સાલમાં એવીજ રીતે નિશાળોમાં અને નિશાળીઆઓમાં વધારો થતોજ ચાલ્યો છે.

૭. એ પ્રમાણે એક બાજુ ઉપર લોકોપયોગી કેળવણીનો પ્રસાર થવા માંડયો; તેની સાથે બીજી બાજુ ઉપર કાઠીઆવાડના રાજા રાણા ને તાલુકદારો માટે રાજકોટમાં રાજકુમાર કૉલેજ સ્થાપન કરવામાં આવી, અને વઢવાણ સીવીલ સ્ટેશનમાં તાલુકદારી ગરાસીઆ સ્કૂલ ખોલવામાં આવી, તેથી તેઓને પણ નીયમસર કેળવણી મળવા લાગી. આ કારણસર ખૂબ સુરત મકાનો બાંધવામાં આવ્યાં છે, ભણનાર કુમારો એ મકાનોમાંજ રહે છે; અને તેમને શીખવવાને માટે જે પ્રિન્સીપલ સાહેબો છે તેમને સંભાળથી જોઇ કાઢી પસંદ કરી નીમવામાં આવેલા છે; અને બીજા ઉપશિક્ષકોને પણ તેમની યોગ્યતા જોઇને રાખવામાં આવેલા છે. ત્યાંહાં તેમની મોટી પદવીને લીધે તેમના ઉપર જે મોટી ફરજો રહેલી છે, તે યથારત રીતે અદા કરવાને શક્તિવાન થાય એવી કેળવણી આપવામાં આવે છે.

૮. કાઠીઆવાડમાં હાલ કેળવણીખાતાને લગતી કઇ કઇ જાતની નિશાળો ચાલે છે,અને તે કેટલી છે, અને દરેક ઉપર દર વર્ષે કૂલ કેટલો ખર્ચ થાય છે, તે નીચેના પત્રક ઉપરથી સમજાશે.

| નીશાળનો પ્રકાર. | નીશાળની સંખ્યા. | નીશાળીઆ-ઓની સંખ્યા. | કુલ ખરચનો સુમાર. | કયારે સ્થાપન થઈ. |
|---|---|---|---|---|
| રાજકુમાર કાલેજ, રાજકોટ.... | ૧ | ૪૩ | ૪૫,૦૦૦ | ૧૮૭૦ |
| સામળદાસ કાલેજ, ભાવનગર... | ૧ | ૪૬ | ૨૧,૦૦૦ | ૧૮૮૫ |
| તાલુકદારી ગરાસીયા સ્કુલ વઢ-વાણ સીવીલ સ્ટેશન. ...... | ૧ | ૫૦ | ૫,૩૦૦ | ૧૮૮૧ |
| હાઇસ્કૂલો[1]................. | ૫ | ૧,૨૫૧ | ૫૩,૮૧૪ | (૧) |
| મેહેતાજીઓ તૈયાર કરવાની ટ્રે-નીંગ કાલેજ, રાજકોટ....... | ૧ | ૭૧ | ૮,૦૦૦ | ૧૮૬૬ |
| મેહેતીજીઓ તૈયાર કરવાની બા-ર્ટન ટ્રેનીંગ કાલેજ, રાજકોટ. | ૧ | ૯ | ૪,૩૦૦ | ૧૮૮૫ |
| આંગ્લો-વર્નાક્યુલર (ઇંગ્રેજી-ગૂ-જરાતી) સ્કુલો. ........... | ૧૬ | ૧,૧૮૧ | ૧૯,૩૦૬ | |
| ગૂજરાતી નિશાળો............ | ૬૨૫ | ૩૬,૦૫૩ | ૧,૬૩,૪૪૧ (ગૂજરાતી નિશાળો અને સંસ્કૃત પાઠશાળા) | |
| સંસ્કૃત પાઠશાળા. ........... | ૮ | ૩૧૩ | | |
| ઉર્દુ મક્તબ ............... | ૪ | ૩૬૫ | ૧,૩૦૨ | |
| કન્યાશાળા.................. | ૬૦ | ૩,૫૫૩ | ૧૭,૭૬૬ | |
| નાઇટ (રાતની) સ્કૂલો......... | ૫૪ | ૧,૦૩૦ | ૧,૭૭૪ | |
| બ્રાહ્મણોને માટે ગવરીશંકર વેદ-શાળા, ભાવનગર............ | ૧ | ૧૦૦ | ૧,૨૦૦ | ૧૮૮૫ |
| મુસલમાનોને માટે મોહોબત-ખાનજી મદ્રેસા, જુનાગઢ. ... | ૧ | ૧૦૦ | ૪,૦૦૦ | ૧૮૮૫ |
| કુલ...... | ૭૭૯ | ૪૪,૧૬૫ | ૩,૪૭,૨૪૩ | |
| મકાનોનો ખર્ચ...... | | | ૧,૪૯,૩૨૧ | |
| કુલ એકંદર...... | ૭૭૯ | ૪૪,૧૬૫ | ૫.૧૫,૧૧૩ | |

૯. ઉપર જે નિશાળો ગણાવવામાં આવી તેમાંથી રાજકુમાર કાલેજ, રાજકોટમાં આલફ્રેડ હાઇ સ્કૂલ, રાજકોટની મેલ (પુરૂષ) ટ્રેઇનિંગ કાલેજ અને ફીમેલ (સ્ત્રી) ટ્રેનિંગ કાલેજ, વઢવાણ સિવિલ સ્ટેશનમાં તાલુકદારી ગરાસીઆ

[1] રાજકોટમાં આલફ્રેડ હાઈસ્કુલ ઈ. સ. ૧૮૬૭માં, ભાવનગર હાઈસ્કુલ ઈ. સ. ૧૮૭૨ માં, જુનાગઢ બાહાદુરખાનજી હાઈસ્કુલ ૧૮૭૩ માં, નવાનગર હાઈસ્કુલ ૧૮૭૯ માં, અને વઢવાણ દાજીરાજ હાઈસ્કુલ ઈ. સ. ૧૮૮૫માં સ્થાપના કરવામાં આવી છે.

સ્કૂલ, અને નિશાળોની પરીક્ષા લઇ તપાસ રાખનારૂં (ઇન્સ્પેકશન) ખાતું, એ સઘળાંનો ખર્ચ એ નિશાળોમાંથી ઉપજેલી ફી તથા સંસ્થાનો તરફથી અપાતા ફાળામાંથી ચાલે છે. એ સિવાયની બીજી બધી નિશાળો, જે જે સંસ્થાનમાં હોય તે તે સંસ્થાનના ખર્ચથી ચાલે છે.

૧૦. મોટાં મોટાં રાજસ્થાનો તરફથી ભણનારાઓને સ્કાલરશિપો આપવામાં આવે છે. તે એટલી બધી છે, કે અહીં તેની ગણતરી કરવાથી ઘણી જગા રોકાય; એવી સ્કાલરશિપો આંગલો વર્નાક્યુલર (ઇંગ્રેજી-ગુજરાતી મીશ્ર) સ્કૂલોમાં, હાઇ સ્કૂલોમાં, આર્ટસ કાલેજમાં, મેડીકલ કાલેજમાં, એન્જીની-અરીંગ કાલેજમાં, ટેકનીકલ સ્કૂલો (હુનરશાળા) માં, આગ્રિકલ્ચરલ કાલેજ (કૃષીકર્મશાળા) માં, અને વીટરિનરી સ્કુલ (પશુ ચીકિત્સાશાળા) માં વિદ્યાર્થીઓને અપાય છે.

૧૧. એ નિશાળોને માટે રાજાઓએ ખુબસુરત, રોનકદાર અને વળી સંગીન મકાનો બંધાવ્યાં છે. એમાંનાં કેટલાંએક મકાનો ઉપર તો લાખ લાખ કરતાં પણ વધારે ખર્ચ થયો છે. ખાસ કરીને જાણવા જેવાં કેટલાંએક મકાનોની નોંધ નીચે આપી છે:—

| નામ. | કુલ ખરચ. |
|---|---|
| રાજકુમાર કાલેજ, તેની બંને બાજુની હાર સાથે; જેમાંની એક ભાવનગર દરબારે એક લાખ રૂપિઆ ખરચીને બંધાવી છે.................................... | ૩,૭૫,૦૦૦ |
| ભાવનગર હાઇ સ્કૂલ.................................... | ૧,૮૦,૦૦૦ |
| રાજકોટ ,, .................................... | ૧,૦૦,૦૦૦ |
| જુનાગઢ ,, .................................... | ૧,૦૦,૦૦૦ |
| નવાનગર ,, .................................... | ૫૦,૦૦૦ |
| વઢવાણ સિવિલ સ્ટેશનની તાલુકદારી ગરાસીઆ સ્કુલ.... | ૫૦,૦૦૦ |
| મેલ (મેહેતાજીઓ માટે) ટ્રેઇનીંગ કાલેજ, રાજકોટ.... | ૪૦,૦૦૦ |
| ફીમેલ (મેહેતીજીઓ માટે) બારટન ટ્રેઇનિંગ કાલેજ, રાજકોટ | ૨૫,૦૦૦ |
| ભાવનગર આંગ્લો-વર્નાક્યુલર (મિશ્ર) સ્કુલ.................. | ૭૨,૦૦૦ |
| ,, કન્યાશાળા. .................................... | ૪૨,૦૦૦ |
| ,, તાલુકા સ્કુલ.................................... | ૫૨,૦૦૦ |

૧૨. હાલ કાઠીઆવાડમાં ૪૯ જાહેર લાઇબ્રેરી (પુસ્તકશાળા તથા વાંચનશાળા) છે; તેમાંની નીચેની ૨૩ જાણવા જેવી છે:—

| | |
|---|---|
| કુંડલા. | મહુવા. |
| ખંભાળીઆ. | માણેકવાડા. |
| ગીદડ. | રાજકોટ, સ્ટેશન (લાંગ). |
| ગોંડલ. | રાજકોટ શેહેર. |
| ઝીંઝુવાડા. | લીંબડી. |
| જુનાગઢ (નરસિંહપ્રસાદ). | લાઠી. |
| જુનાગઢ (બાહાદુરખાનજી). | વઢવાણ સીવીલ સ્ટેશન. |
| ધોરાજી. | વઢવાણ શેહેર. |
| નવાનગર. | વળા. |
| બાંટવા (ધનજીશાહ). | સીહોર. |
| બાબરા. | સોનગઢ. |
| ભાવનગર (છગનલાલ). | |

૧૩. કાલેજો, બધી હાઇ સ્કૂલો, અને ઘણી ખરી આંગ્લો-વર્નાક્યુલર અને તાલુકા સ્કૂલોના જુવાન વિદ્યાર્થીઓને અંગ કસરતની કેળવણી મળવા સારૂ સારા પાયા ઉપર કસરતશાળાઓ ખોલવામાં આવી છે. હાલમાં આશરે સાઠ કસરતશાળા છે.

૧૪. છઠા પારેગ્રાફમાં પેનશનના હક સંબંધી જે ઇસારો કરવામાં આવ્યો છે, તે વિષે આ ઠેકાણે કાંઇક વધારે વિગત જણાવવી ઘટે છે. કેળવણીખાતાના જે નોકરોનો પગાર દશ રૂપિઆ કરતાં વધારે છે, તેમને પેનશન મળે તેટલા માટે નીચે મુજબ બંદોબસ્ત કરવામાં આવ્યો છે. એ કામ સારૂ જુદુંજ ફંડ મુકરર કરવામાં આવ્યું છે. પ્રાંતની બધી નિશાળોના નોકરોને માટે એક ફંડ છે; પણ રાજકોટ, નવાનગર, અને જુનાગઢની હાઇ સ્કૂલોને પોત પોતાનાં જુદાં જુદાં પેનશન ફંડ છે.

૧૫. પ્રથમ તો એમ થતું કે, ફીની ઉપજમાંથી આઠ આની પેનશન ફંડ ખાતે જમે કરવામાં આવતી; પણ પાછળથી એટલે ઇ. સ.

૧૮૭૨ થી ચાર આની એ ફંડ ખાતે જાય છે; દશઆની, તપાસણી ખર્ચ ખાતે વાપરવામાં આવે છે; અને શાળોપયોગી પુસ્તકો, સામાન, નકશા, વગેરે ખર્ચને માટે બેઆની સંસ્થાનો તથા તાલુકદારને આપવામાં આવે છે. ઉપર પ્રમાણે જે ઉત્પન્ન થાય છે, તે રકમ બંધ સરકારમાં વખતો વખત વ્યાજે મુકવામાં આવેછે. આવી રીતની ગોઠવણ થવાથી ડિસ્ટ્રીક્ટ-સ્કૂલ-પેનશન-ફંડના હાલ આશરે એક લાખ રૂપીઆ થયા છે; તેમાંથી રૂ. ૮૫,૦૦૦ વ્યાજે મુકવાથી તેના વ્યાજની દરસાલ સારી રકમ આવેછે; અને તેથી પેનશન ફંડની આવકમાં સારો વધારો થતો જાય છે.

૧૬. પેનશનેબલ પગાર ઉપર સેંકડે પાંચ ટકા હાઇસ્કૂલોની ફીની ઉપજમાંથી લઇને હાઇ સ્કૂલોના પેનશન ફંડ ખાતે જમા કરવામાં આવેછે; અને દરેક હાઇ સ્કૂલના પેનશન ફંડનો હિસાબ જુદો જુદો રાખવામાં આવે છે. માત્ર ભાવનગર હાઇ સ્કૂલ તરફથી જે પેનશનના ટકા આવે છે, તે ડિસ્ટ્રીક્ટ-સ્કૂલ-પેનશન-ફંડ ખાતે જમા થાયછે.

૧૭. સરકારી પેનશન આપવાના કાયદાના ભાવાર્થને અનુસરીને પેનશનો આપવામાં આવે છે; તેના સંબંધમાં નીચે પ્રમાણે વિશિષ્ઠ ગોઠવણ થયેલી છે:—

(અ). ઇ. સ. ૧૮૭૧ની તારીખ ૧૪મી અક્ટોબરની પેહેલાં સરકારી નોકરીમાંથી જે નોકરોની કાઠીઆવાડના કેળવણી ખાતામાં બદલી થઇ છે, તેમનો પેનશનનો હક રાખવાને કાંઇપણ ટકા ભરવા પડતા નથી, પણ નોકરીની મુદ્દતના પ્રમાણમાં સરકાર ઉપર તેમજ કાઠિઆવાડ એજ્યુકેશનલ પેનશન ફંડ ઉપર પેનશનનો વરાડે હક રેહેશે.

(બ). જે નોકરો તારીખ ૧૪મી અક્ટોબર સને ૧૮૭૧ થી તા૦ ૨૪મી જાન્યુઆરી સને ૧૮૮૩ સુધીમાં સરકારી નોકરીમાંથી કાઠીઆવાડના કેળવણી ખાતામાં આવ્યાછે તેમને તારીખ ૨૪ જાનેવારી સને ૧૮૮૩ થી સરકારને પેનશનના ટકા ભરવા પડે છે. સદરહુ તારીખ પહેલાંની તેમની કાઠીઆવાડની નોકરીની મુદ્દત, ઉપર જણાવ્યા મુજબ, પેનશનને લાયક ઠરીછે; અને તેને માટે કાઠીઆવાડનું એજ્યુકે-

શનલ પેનશન ફંડ પ્રમાણમાં જવાબદાર છે. આવા નોકરોને પોતાના પગારના ઉપર જે ટકા ભરવા પડે છે, તેમાં વિશેષ મદદ તરીકે અરધી રકમ કાઠીઆવાડ એજ્યુકેશનલ પેનશન ફંડમાંથી આપવામાં આવે છે.

(ક). જે નોકરોની બદલી જીલ્લામાંથી તારીખ ૨૪મી જાન્યુઆરી સને ૧૮૮૩થી કાઠીઆવાડમાં થઇ છે, તેમને તો પોતાના પદરથી પેનશનના પુરેપુરા ટકા ભરવા પડે છે.

(ડ). કેળવણી ખાતાના જે નોકરો સરકારી નોકરીમાંથી કાઠીઆવાડના કેળવણી ખાતામાં આવ્યા નથી, પણ જેઓએ બધી મુદ્દત કાઠીઆવાડમાંજ નોકરી કરી છે, તેમનો પેનશનનો સઘળો હક કાઠીઆવાડ એજ્યુકેશનલ પેનશન ફંડ ઉપરજ માત્ર રહે છે. પણ જે નોકરો તારીખ ૧લી અગષ્ટ સને ૧૮૮૩ પછી નોકરીમાં દાખલ થયા છે, તેમને પોતાના પગારમાંથી સેંકડે પાંચ ટકા મુજબ પેનશન ફંડમાં ભરવા પડે છે. નિશાળોની ફી એ ફંડ ખાતે જમા કરવામાં આવે છે, તે ઉપરાંત આ રકમ સમજવી.

૧૮. ઉપરના ધારા રાજકુમાર કાલેજના એસ્ટાબ્લીશમેન્ટને લાગુ પડતા નથી. તેમને માટે તો નામદાર હીંદુસ્તાનની સરકારે ખાસ મેહેરબાની કરી ઠરાવ્યું છે કે દસ્તુર મુજબ ટકા સરકારમાં ભરવાથી તેમને પેનશન મળવાનો હક સરકાર ઉપર રેહેશે. આ પેનશનના ટકા કાલેજ પેનશન ફંડની રૂા. ૧,૫૨,૦૦૦ ની લોન નોટના વ્યાજમાંથી અપાય છે.

---

## RAILWAYS.

1. Within the last few years, communication has been much improved and facilitated by the extension of the Bombay Baroda and Central India Railway to Wadhwán (about 40 miles in Káthiáwár) and by the opening of the Bhávnagar-Gondal line, a distance of 201 miles.

2. The Wadhwán Branch of the Bombay Baroda and Central India Railway was opened in May 1872. The principal Stations on this line, are:—

| STATIONS. | Distance from Ahmedábád. |
|---|---|
| Sábli | $50\frac{1}{4}$ Miles. |
| Lilápur | $58\frac{3}{4}$ „ |
| Lakhtar | $66\frac{1}{4}$ „ |
| Wadhwán Civil Station | $79\frac{3}{4}$ „ |

3. A Railway from Gogha to Gondal was planned in 1869 by private enterprize, but the project died in contemplation. In 1872 another line was proposed from Veráwal to Junágadh and Dhoráji, and was surveyed by Mr. A. W. Forde C. E., but the cost was beyond the means of the Junágadh State, and the scheme came to nothing. In 1874 a third line was thought of from Bhávnagar to Wadhwán, but a difference of opinion as to the proper route and the probable cost prevented action. At length In 1877, Colonel J. W. Watson and Azam Gavrishankar Udayashankar C. S. I., the Joint Administrators of the Bhávnagar State, started a survey under the Executive Engineer of the State for a line through the Bhávnagar territory; the Gondal State employed Mr. Forde C. E. to survey an extension of the line to Dhoráji; and Government commissioned Mr. Hargrave, C. E. of the Baroda Railway to survey an extension of the Bhávnagar line to Wadhwán. All the three Engineers laboured under restrictions as to route, but their united labours resulted in a line which, on the whole, has been broadly followed, except that Mr. Forde's proposed alternative line for the Gondal section was chosen instead of the line he actually surveyed and levelled. The available funds were the savings which had accumulated to the Bhávnagar and Gondal States under British management during

the minority of the Chiefs. The first sod was turned on the 20th March 1879 by the State Engineer of Bhávnagar, in presence of the Assistant Political Agent of the Division, and about two miles of embankment were finished, when Mr. Alexander Izat, the Engineer-in-Chief, appointed for the whole line by the Government of India, arrived and took personal charge.

4. The main line was opened for traffic on the 18th December 1880 by His Excellency Sir James Fergusson, Bart., Governor of Bombay; and a month later, the branch line for Dhoráji was opened by Colonel L. C. Barton, the Political Agent. In the 106 miles between Bhávnagar and Wadhwán, there are seventeen stations on the main line. These are:—

| No. | Stations. | Distance from Bhavnagar City in Miles. |
|---|---|---|
| 1 | Bhávnagar Wharf. | |
| 2 | Bhávnagar City | O |
| 3 | Gadechi | 1½. |
| 4 | Vartej. | 6. |
| 5 | Sihor. | 12½. |
| 6 | Songadh | 17½. |
| 7 | Sanosra. | 24. |
| 8 | Dhola Junction. | 30½. |
| 9 | Ujalváv | 37. |
| 10 | Ningála. | 45½. |
| 11 | Botád. | 57. |
| 12 | Kundli. | 64. |
| 13 | Ránpur. | 71. |
| 14 | Chuda. | 81. |
| 15 | Limbdi. | 87, |
| 16 | Wadhwán City. | 100. |
| 17 | Wadhwán Junction. | 103. |

5. The branch line, which starts from Dhola Junction, has the following Stations :—

| No. | Stations. | Distance in Miles. | |
|---|---|---|---|
| | | From Bhavnagar. | From Wadhwan junction. |
| | Dhola Junction................. | 30½. | 72½. |
| 1 | Jália. .......................... | 37½. | 79½. |
| 2 | Dhása. .......................... | 45 | 87. |
| 3 | Láthi ............................ | 54½. | 96½. |
| 4 | Chital. .......................... | 65½. | 107½. |
| 5 | Lunidhár. ...................... | 74½. | 116½. |
| 6 | Kunkáváv....................... | 83. | 125. |
| 7 | Khákhria ...................... | 90. | 132. |
| 8 | Vávdi............................ | 98½. | 140½. |
| 9 | Jetpur. .......................... | 106. | 148. |
| 10 | Jetalsar......................... | 110½. | 152½. |
| 11 | Dhoráji.......................... | 119. | 161. |

6. There are in all 201·5 miles of line. The Stations have, on the whole, been well placed. The Gauge is the metre gauge, and the ruling gradient is one in two hundred. The line was constructed at a total cost of Rs. 96,25,000, which was borne by the Bhávnagar and Gondal States, in the proportion of about two-thirds to one-third. The line is worked by a Manager under the orders of a Committee, of which the Political Agent is the President, and the Diwán of Bhávnagar and the Kárbhári of Gondal are Members. The cost of the general management is shared by the States in proportion to the length of line constructed by each. The working expenses and earnings on the main line from Bhávnagar to Wadhwán are claimed by Bhávnagar alone; while the net profits on the branch line between

Dhola and Dhoráji are shared by Bhávnagar and Gondal, according to the length of the branch line constructed by each.

7. The following Statement shews the dividend earned by the proprietory States of the Bhávnagar-Gondal Railway upto the year 1885 :—

| Year. | Bhávnagar. Rupees. | Gondal. Rupees. | Total. Rupees. | Percentage of net earnings to capital outlay. | | |
|---|---|---|---|---|---|---|
| | | | | Bhávnagar | Gondal. | Total. |
| 1881 | 1,75,180 | 30,074 | 2,05,254 | 3· 90 | 1· 30 | 3· 05 |
| 1882 | 2,46,203 | 1,08,445 | 3,54,648 | 4· 10 | 4· 30 | 4· 15 |
| 1883 | 2,36,271 | 90,342 | 3,26,613 | 3· 71 | 3· 45 | 3· 63 |
| 1884 | 3,56,376 | 1,41,095 | 4,97,471 | 5· 48 | 5· 18 | 5· 39 |
| 1885 | 2,87,438 | 1,03,807 | 3,91,245 | 4· 32 | 3· 69 | 4· 13 |
| Total.. | 13,01,468 | 4,73,763 | 17,75,231 | 21. 51 | 17. 92 | 20. 35 |

8. A further extension of Railway communication is at present under survey by the Junágadh State, who intends to join its capital town and the port of Verával with the interior of the Province. This line will be about 70 miles in length.

9. Besides the regular Railways, Káthiáwár has seen the novel experiment of a long Steam Tramway on the 2′ 6″ guage introduced by H. H. the Thákor Sáheb of Morbi. The original intention of the Thákor Sáheb was to run the Tramway between Wadhwán and Rájkot. But the professional advice, which was subsequently obtained, favoured a line from Wadhwán to Dolia and thence to Morbi viã Vánkáner. The project had therefore to be altered accordingly. The line is now progressing at a rapid rate under the supervision of Mr. W. H. White, Executive Engineer, P. W. D. The

total length of this Tramway will be about 68 miles, a portion of which, viz: Wadhwán to Dolia, has been already opened for traffic. From Wadhwán to Dolia, a portion of the Trunk Road viz: a width of 3 feet out of 18, has been utilized for the Tramway under arrangements made with the other States of Káthiáwár, whereby the expense of constructing a separate road has been saved.

10. The opening of the whole of this line and of the proposed Junágadh State Railway, in addition to the B. G. Railway, will give Káthiáwár a total of nearly 400 miles of Steam communication by land, and when the B. G. Railway is further extended as far as Dwárka, a question which, it is hoped, will come to the front ere long, a great desideratum will have been supplied, for, Dwárka is a place of great sanctity among the Hindus, and being a convenient port on the Arbian sea, is likely to prove of great advantage to trade and shipment of troops.



## રેલવે સંબંધી સામાન્ય હકીકત.

૧. ગયાં થોડાંક વર્ષની અંદર મુંબઇ-વડોદરા અને મધ્ય હીંદુસ્તાનની રેલવે (કાઠીઆવાડમાં આશરે ૪૦ માઇલ) વઢવાણ સુધી વધારવાથી, તથા ૨૦૧ માઇલની ભાવનગર-ગોંડલ રેલવે ઉઘાડવાથી, રસ્તા સંબંધી વ્યવહારમાં ઘણો સુધારો તથા સગવડતા થઇ છે.

૨. મુંબઇ-વડોદરા અને મધ્ય હીંદુસ્તાનની રેલવેની વઢવાણની શાખા સન ૧૮૭૨ ના મે મહીનામાં ખોલવામાં આવી હતી. એ લાઇન પર કાઠીઆવાડની હદમાં નીચે લખ્યા ગામોએ સ્ટેશન છે.

| સ્ટેશન. | અમદાવાદથી કેટલું અંતર. |
|---|---|
| સાખલી.................................... | ૫૦$\frac{1}{4}$ માઇલ. |
| લીલાપર.................................... | ૫૮$\frac{3}{4}$ ,, |
| લખતર.................................... | ૬૬$\frac{1}{4}$ ,, |
| વઢવાણ સીવીલ સ્ટેશન .......................... | ૭૯$\frac{3}{4}$ ,, |

૩. સને ૧૮૬૯ની સાલમાં ધોધાથી ગોંડલ સુધી રેલવે કરવાની યોજના ખાનગી રીતે થઇ હતી. પરંતુ તે વીચાર પાર પડયો નહીં; બાદ સને ૧૮૭૨માં વેરાવળથી જુનાગઢ અને ધોરાજી સુધી રેલવે કરવા દરખાસ્ત થઇ, અને સીવીલ ઇંજીનીયર મી. એ. ડબલ્યુ ફોર્ડ સાહેબે તેની માપણી પણ કરી હતી. પરંતુ તેનું ખરચ જુનાગઢની શક્તી ઉપરાંત માલમ પડવાથી એ ગોઠવણ પડી ભાગી. સને ૧૮૭૪માં ભાવનગરથી વઢવાણ સુધી ત્રીજી લાઇન માટે વીચાર થયો, પણ તેના બરોબર રસ્તા તથા અંદાજી ઉપજ વીશે જુદા જુદા મત થવાથી તે વિચાર અમલમાં આવ્યો નહી. છેવટે સને ૧૮૭૭માં સ્વસ્થાન ભાવનગરના જોઇન્ટ એડમીનીસ્ટ્રેટર કર્નલ જાન ડબલ્યુ. વાટસન સાહેબ તથા આજમ ગવરીશંકર ઉદયશંકર, સી. એસ. આઇ., એઓએ તે સ્વસ્થાનના એગ્ઝીક્યુટીવ ઇંજીનીયર પાસે ભાવનગરની હદમાં માપણી શરૂ કરાવી, તથા તે લાઇન ધોરાજી સુધી વધારવાની માપણી કરવા સ્વસ્થાન ગોંડલ તરફથી મી. ફોર્ડ સાહેબને રાખ્યા; અને ભાવનગર લાઇન વઢવાણ સુધી વધારવાને માપણી કરવા વડોદરા રેલવેના મી. સી. ઇ. હારગ્રેવ સાહેબને સરકારે મોકલ્યા. રસ્તા સંબંધી મુકરર થએલી હદ ઉપર સુરત રાખીને આ ત્રણે ઇંજીનીયરોએ માપણી કરી, અને તેમની એકત્ર મેહેનતથી એક લાઇન ઠરી, પણ ગોંડલ માટે ફોર્ડ સાહેબે જે લાઇનની ખરેખર માપણી કરી હતી તથા લેવલ લીધું હતું તેને બદલે તેઓ સાહેબે જે બીજી લાઇન બતાવી હતી તે પસંદ કરવામાં આવતાં બાકીની તમામ લાઇન ઘણું કરીને કાયમ રહી છે. આ લાઇન બાંધવાસારૂ ભાવનગર અને ગોંડલ એ બે સંસ્થાનના રાજાઓની બાલ્યાવસ્થામાં સરકારની દેખરેખ તળે રહ્યાં ત્યાંહાં સુધી પૈસાનો જે વધારો થયો હતો તે ઉપયોગમાં લીધો છે. આ લાઇન બાંધવાનું કામ ભાવનગરના સ્ટેટ ઇંજીની-યરે તે પ્રાંતના આસીસટંટ પોલીટીકલ એજંટ સાહેબની રૂબરૂ તારીખ ૨૭

માર્ચ સને ૧૮૭૯ના રોજ પેહેલ વેહેલું શરૂ કર્યું. અને જ્યારે મી૦ અલેકઝાન્ડર આઇઝાટ સાહેબ, જેઓને હીંદુસ્તાનની સરકારે ઇજીનીયઇર-ઇન-ચીફ નીમ્યા હતા, તેઓએ આવીને ચાર્જ લીધો, ત્યારે આશરે બે માઇલ સડકનું કામ તૈયાર થયું હતું.

૪. તારીખ ૧૮ ડીસેંબર સને ૧૮૮૦ના રોજ મુખ્ય લાઇન મુંબઇના ગવરનર નામદાર સર જેમ્સ ફરગ્યુસન બારોનેટ સાહેબે ખોલી. અને એક મહીના બાદ ધોરાજીની શાખા પોલીટીકલ એજંટ કર્નલ બારટન સાહેબે ખોલી. ભાવનગર અને વઢવાણ વચે ૧૦૬ માઇલની મુખ્ય લાઇન પર ૧૬ સ્ટેશન નીચે મુજબ છે:—

| નંબર. | સ્ટેશન. | ભાવનગર શેહેરથી માઇલનું અંતર |
|---|---|---|
| ૧ | ભાવનગર બંદર. ........................ | |
| ૨ | ભાવનગર શેહેર. ........................ | ૦ |
| ૩ | ગઢેચી. ........................ | ૧॥ |
| ૪ | વરતેજ. ........................ | ૬ |
| ૫ | સીહોર. ........................ | ૧૨॥ |
| ૬ | સોનગઢ. ........................ | ૧૭॥ |
| ૭ | સણોસરા. ........................ | ૨૪ |
| ૮ | ધોળા "જંકશન" ........................ | ૩૦॥ |
| ૯ | ઉજળવાવ. ........................ | ૩૭ |
| ૧૦ | નીંગાળા. ........................ | ૪૫॥ |
| ૧૧ | બોટાદ. ........................ | ૫૭ |
| ૧૨ | કુંડલી. ........................ | ૬૪ |
| ૧૩ | રાણપર. ........................ | ૭૧ |
| ૧૪ | ચુડા. ........................ | ૮૧ |
| ૧૫ | લીંબડી. ........................ | ૮૭ |
| ૧૬ | વઢવાણ શેહેર. ........................ | ૧૦૦ |
| ૧૭ | વઢવાણ "જંકશન"........................ | ૧૦૩ |

૫. ધોરાજી તરફની શાખા ધોળા જંકશનથી શરૂ થાય છે, અને તેનાં નીચે પ્રમાણે સ્ટેશનો છે:—

| નંબર. | સ્ટેશન. | અંતર. | |
|---|---|---|---|
| | | ભાવનગરથી. | વઢવાણથી. |
| | ધોળાજંકશન. | ૩૦॥ | ૭૨॥ |
| ૧ | જાલીયા | ૩૭॥ | ૭૯॥ |
| ૨ | ઢસા | ૪૫ | ૮૭ |
| ૩ | લાઠી | ૫૪॥ | ૯૬॥ |
| ૪ | ચીતળ | ૬૫॥ | ૧૦૭॥ |
| ૫ | લુણીધાર | ૭૪॥ | ૧૧૬॥ |
| ૬ | કુંકાવાવ. | ૮૩ | ૧૨૫ |
| ૭ | ખાખરીઆ. | ૯૦ | ૧૩૨ |
| ૮ | વાવડી. | ૯૮॥ | ૧૪૦॥ |
| ૯ | જેતપુર | ૧૦૬ | ૧૪૮ |
| ૧૦ | જેતલસર. | ૧૧૦॥ | ૧૫૨॥ |
| ૧૧ | ધોરાજી. | ૧૧૯ | ૧૬૧ |

૬. બધી મળીને ૨૦૧·૫ માઇલની લાઇન છે. એકંદરે વીચાર કરતાં સ્ટેશનો પણ ઠીક ગોઠવાણાં છે. આ રેલવે મીટર ગેજ (સાંકડા માપ) ઉપર બાંધવામાં આવીછે અને ચાલતો ચઢાવ ૨૦૦માં એકનું પ્રમાણ છે. તેનું કુલ ખરચ રૂપીઆ ૯૬,૨૫,૦૦૦નું થયું છે તે આશરે $\frac{2}{3}$ તથા $\frac{1}{3}$ એ પ્રમાણમાં સંસ્થાન ભાવનગરે તથા ગોંડલે ઉપાડેલ છે. એ લાઇનનું કામ એક કમીટી, જેમાં મે. પોલીટીકલ એજંટ સાહેબ પ્રમુખ અને ભાવનગરના દીવાન તથા ગોંડલના કારભારી મેમ્બરો તરીકે છે, તેમના હુકમ તળે રહીને મેનેજર ચલાવે છે. સામાન્ય વહીવટનું ખરચ દરેક સ્વસ્થાને જેટલી લાઇનની લંબાઇ બાંધી છે તેના પ્રમાણમાં તે સ્વસ્થાનો ભાગે પડતા આપે છે. ભાવનગરથી વઢવાણ સુધીની મુખ્ય લાઇન ઉપરનું ખરચ તથા પેદાશ ભાવનગર ઉપાડે છે; અને ધોળાથી ધોરાજીની પેટા લાઇનનો ચોખો નફો ભાવનગર અને ગોંડલ દરેકે જેટલો રસ્તો બાંધ્યો છે તે પ્રમાણે વેંહેંચી લે છે.

૭. ભાવનગર ગોંડલ રેલવેની માલીકીવાળા સ્વસ્થાનો સન ૧૮૮૫ સુધીમાં કેટલો નફો કમાણા તે નીચેના પત્રકપરથી જણાશે.

| સાલ. | ભાવનગર. | ગોંડલ. | કુલ. | દર સેંકડે. | | |
|---|---|---|---|---|---|---|
| | | | | ભાવનગર | ગોંડલ. | કુલ. |
| ૧૮૮૧ | ૧,૭૫,૧૮૦ | ૩૦,૦૭૪ | ૨,૦૫,૨૫૪ | ૩·૯૦ | ૧·૩૦ | ૩·૦૫ |
| ૧૮૮૨ | ૨,૪૬,૨૦૩ | ૧,૦૮,૪૪૫ | ૩,૫૪,૬૪૮ | ૪·૧૦ | ૪·૩૦ | ૪·૧૫ |
| ૧૮૮૩ | ૨,૩૬,૨૭૧ | ૯૦,૩૪૨ | ૩,૨૬,૬૧૩ | ૩·૭૧ | ૩·૪૫ | ૩·૬૩ |
| ૧૮૮૪ | ૩,૫૬,૩૭૬ | ૧,૪૧,૦૯૫ | ૪,૯૭,૪૭૧ | ૫·૪૮ | ૫·૧૮ | ૫·૩૯ |
| ૧૮૮૫ | ૨,૮૭,૪૩૮ | ૧,૦૩,૮૦૭ | ૩,૯૧,૨૪૫ | ૪·૩૨ | ૩·૬૯ | ૪·૧૩ |
| કુલ... | ૧૩,૦૧,૪૬૮ | ૪,૭૩,૭૬૩ | ૧૭,૭૫,૨૩૧ | ૨૧.૫૧ | ૧૭.૯૨ | ૨૦·૩૫ |

૮. રેલવેમાં વીશેષ વધારો કરવા સારૂ સ્વસ્થાન જુનાગઢે માપણી શરૂ કરાવી છે, કે જે સંસ્થાન પોતાની રાજધાનીનું શેહેર તથા વેરાવળનું બંદર પ્રાંતના મધ્ય ભાગ સાથે જોડવાનો ઇરાદો રાખે છે. આ લાઇન આશરે ૭૦ માઇલ લાંબી થશે.

૯. નીયમીત રેલવે શીવાય મોરબીના માહારાજા ઠાકોર સાહેબે વરાળની ટ્રામવેનો પ્રયોગ પણ કાઠીઆવાડમાં દાખલ કર્યો છે. ઠાકોર સાહેબનો મુળ વીચાર વઢવાણ અને રાજકોટ વચે ટ્રામવે ચલાવવાનો હતો. પરંતુ પાછલથી ઇંજીનીયરોની સલાહ મુજબ તે વીચાર ફેરવી વઢવાણથી ડોળીયા અને ત્યાંથી વાંકાનેર થઈ મોરબી સુધીની લાઇન પસંદ કરી. પબ્લીકવર્કસ ખાતાના એકઝીક્યુટીવ ઇંજીનીયર મી. ડબલ્યુ. એચ. વાઇટ સાહેબની દેખરેખ તળે આ લાઇન બાંધવાનું કામ ધમધોકાર ચાલે છે, તેની કુલ લંબાઇ આશરે ૬૮ માઇલ થશે. જેમાંનો વઢવાણથી ડોળીઆ સુધીનો ભાગ ખોલવામાં આવ્યો છે. કાઠીઆવાડના બીજાં સ્વસ્થાનો સાથે કરેલ ગોઠવણ મુજબ વઢવાણથી ડોળીયા સુધીમાં ટ્રંક રોડનો અમુક ભાગ, એટલે કે ૧૮ ફીટની પોહોળાઇમાંથી ત્રણ ફીટ ટ્રામવેને માટે કામે લગાડેલ છે, જેથી તેટલા ભાગમાં જુદો રસ્તો બાંધવાનું ખરચ બચ્યું છે.

૧૦. ભાવનગર–ગોંડલ રેલવે ઉપરાંત, આ આખી લાઇન તથા ધારેલી જુનાગઢ સ્ટેટ રેલવે ઉઘડવાથી કાઠીઆવાડમાં જમીનને રસ્તે આશરે ૪૦૦ માઇલનો વરાળથી વ્યવહાર થશે, અને જ્યારે ભાવનગર–ગોંડલ રેલવે દ્વારકા સુધી વધારે આગળ ચાલશે, કે જે સવાલ થોડા વખતની અંદર મોખરે આવશે, ત્યારે એક મોટી ખોટ પુરી પડશે, કારણ કે હીંદુઓની અંદર દ્વારકાં ઘણી પવીત્રતાનું ધામ ગણાય છે, અને અરબી સમુદ્ર ઉપર સગવડવાળું બંદર હોવાને લીધે વેપાર અને લશ્કર ચડાવવા સારૂ મોટા ફાયદાવાળું થવા સંભવ છે.



# ROADS AND TRAVELLERS' QUARTERS IN KATHIAWAR.

## RÁJKOT AND WADHWÁN ROAD.

| | Miles. | |
|---|---|---|
| Rájkot to Kuvádva ......... | 10 | Dharmshála. |
| Kuvádva to Bámanbor ... | 9 | Travellers' Bungalow and Dharmshála. |
| Bámanbor to Chotila ...... | 10 | Do. do. |
| Chotila to Dolia ............ | 13 | Do. do. |
| Dolia to Muli ............... | 10 | Do. do. |
| Muli to Wadhwán Station | 14 | Do. do. |
| | 66 | |

## RAJKOT AND SONGADH ROAD.

| | | |
|---|---|---|
| Rájkot to Sardhár ......... | 17 | Travellers' Bungalow and Dharmshála. |
| Sardhár to Átkot ......... | 14 | Do. do. |
| Átkot to Bábra ............ | 16 | Do. do. |
| Bábra to Dhasa............ | 14 | Do. do. |
| Dhasa to Songadh......... | 26 | Do. do. |
| | 87 | |

## RAJKOT AND NAVÁNAGAR ROAD.

| | | |
|---|---|---|
| Rájkot to Pardhari ...... | 16 | Travellers' Bungalow and Dharmshála. |
| Pardhari to Dhrol ......... | 14 | Do. do. |
| Dhrol to Bánugár ......... | 12 | |
| Bánugár to Navánagar ... | 10½ | Do. do. |
| | 52½ | |

## RÁJKOT, JUNÁGADH AND VERÁVAL ROAD.

| | | |
|---|---|---|
| Rájkot to Ribda ............ | 12½ | Dharmshála. |
| Ribda to Gondal ............ | 11½ | Travellers' Bungalow and Dharmshála. |
| Gondal to Virpur ......... | 10 | Dharmshála. |
| Virpur to Jetpur ......... | 9 | Travellers' Bungalow and Dharmshála. |
| Jetpur to Choki ............ | 9 | |
| Choki to Junágadh ......... | 11 | Do. do. |
| Junágadh to Vanthli ...... | 10 | Do. do. |
| Vanthli to Kesod ......... | 14 | Do. do. |
| Kesod to Bhanduri ......... | 14 | Do. do. |
| Bhanduri to Verával ...... | 16 | Do. do. |
| | 117 | |

## JETPUR, DHORÁJI AND PORBANDAR ROAD.

| | | |
|---|---|---|
| Jetpur to Dhoráji ...... .. | 11⅛ | Dharmshála. |
| Dhoráji to Upleta ......... | 10 | Trávellers' Bungalow and Dharmshála. |
| Upleta to Wádásada ......... | 7 | Do. do. |
| Wádásada to Kutiyána...... | 9 | Dharmshála. |
| Kutiyána to Kandorna ... | 6 | Travellers' Bungalow and Dharmshála. |
| Kandorna to Porbandar... | 20 | Do. do. |
| | 63⅛ | |

## JETPUR, MÁNEKVÁDA AND BAGASRA ROAD.

| | | |
|---|---|---|
| Jetpur to Vávdi ............ | 14¼ | |
| Vávdi to Mánekváda ...... | 10½ | Travellers' Bungalow and Dharmshála. |
| Mánekváda to Bagasra ... | 8 | Do. do. |
| | 32¾ | |

RÁJKOT, VÁNKÁNER AND MORVI ROAD.

| | | |
|---|---|---|
| Rájkot to Kuvádva ...... | 10 | Dharmshála. |
| Kuvádva to Vánkáner ... | 18 | Travellers' Bungalow and Dharmshála. |
| Vánkáner to Morvi ...... | 16 | Do. do. |
| | 44 | |

WADHWÁN AND DHRÁNGADHRA ROAD.

| | | |
|---|---|---|
| Wadhwán to Dhrángadhra | 22 | Travellers' Bungalow and Dharmshála. |

WADHWÁN AND LIMBDI ROAD.

| | | |
|---|---|---|
| Wadhwán to Limbdi ...... | 18 | Travellers' Bungalow and Dharmshála. |

## સડકો તથા મુશાફરોના ઉતારા.

### રાજકોટ અને વઢવાણની સડક.

| | માઇલ | | |
|---|---|---|---|
| રાજકોટથી કુવાડવા............... | ૧૦ | ધર્મશાળા. | |
| કુવાડવાથી બામણબોર ............ | ૯ | મુશાફરી બંગલો અને ધર્મશાળા. | |
| બામણબોરથી ચોટીલા ............ | ૧૦ | સદર | સદર. |
| ચોટીલાથી ડોળીયા .............. | ૧૩ | સદર | સદર. |
| ડોળીઆથી મુળી ............... | ૧૦ | સદર | સદર. |
| મુળીથી વઢવાણ સ્ટેશન ............ | ૧૪ | સદર | સદર. |
| | ૬૬ | | |

## રાજકોટ અને સોનગઢની સડક.

| | | | |
|---|---|---|---|
| રાજકોટથી સરધાર .............. | ૧૭ | મુશાફરી બંગલો અને | ધર્મશાળા. |
| સરધારથી આટકોટ .............. | ૧૪ | સદર | સદર. |
| આટકોટથી બાબરા .............. | ૧૬ | સદર | સદર. |
| બાબરાથી ઢશા .............. | ૧૪ | સદર | સદર. |
| ઢસાથી સોનગઢ .............. | ૨૬ | સદર | સદર. |
| | ૮૭ | | |

## રાજકોટ અને નવાનગરની સડક.

| | | | |
|---|---|---|---|
| રાજકોટથી પડધરી.............. | ૧૬ | મુશાફરી બંગલો અને | ધર્મશાળા. |
| પડધરીથી ધ્રોલ .............. | ૧૪ | સદર | સદર. |
| ધ્રોલથી બાલુંગાર.............. | ૧૨ | | |
| બાલુંગારથી નવાનગર..... ...... | ૧૦½ | સદર | સદર. |
| | ૫૨½ | | |

## રાજકોટ, જુનાગઢ અને વેરાવળની સડક.

| | | | |
|---|---|---|---|
| રાજકોટથી રીબડા.............. | ૧૨½ | ધર્મશાળા. | |
| રીબડાથી ગોંડલ. .............. | ૧૧½ | મુશાફરી બંગલો અને | ધર્મશાળા. |
| ગોંડલથી વીરપુર.............. | ૧૦ | ધર્મશાળા. | |
| વીરપુરથી જેતપુર. .............. | ૯ | મુશાફરી બંગલો અને | ધર્મશાળા. |
| જેતપરથી ચોકી.............. | ૯ | | |
| ચોકીથી જુનાગઢ .............. | ૧૧ | સદર. | સદર. |
| જુનાગઢથી વણુથલી .............. | ૧૦ | સદર. | સદર. |
| વણુથલીથી કેસોદ .............. | ૧૪ | સદર. | સદર. |
| કેસોદથી ભંડુરી. .............. | ૧૪ | સદર. | સદર. |
| ભંડુરીથી વેરાવળ. .............. | ૧૬ | સદર. | સદર. |
| | ૧૧૭ | | |

## જેતપુર, ધોરાજી અને પોરબંદરની સડક.

જેતપરથી ધોરાજી ............... ૧૧ ૧/૮ ધર્મશાળા.
ધોરાજીથી ઉપલેટા ............... ૧૦ મુશાફરી બંગલો અને ધર્મશાળા.
ઉપલેટાથી વાડાસડા ............... ૭ સદર સદર.
વાડાસડાથી કુતીઆણા ............ ૯ ધર્મશાળા.
કુતીઆણાથી કંડોરણા ............ ૬ મુશાફરી બંગલો અને ધર્મશાળા.
કંડોરણાથી પોરબંદર. ............ ૨૦ સદર સદર.

૬૩ ૧/૮

## જેતપર, માણેકવાડા અને બગસરાની સડક.

જેતપરથી વાવડી.................. ૧૪ ૧/૪
વાવડીથી માણેકવાડા................ ૧૦ ૧/૨ મુશાફરી બંગલો અને ધર્મશાળા.
માણેકવાડાથી બગસરા ............ ૮ સદર. સદર.

૩૨ ૩/૪

## રાજકોટ, વાંકાનેર અને મોરબીની સડક.

રાજકોટથી કુવાડવા................ ૧૦ ધર્મશાળા.
કુવાડવાથી વાંકાનેર.......:....... ૧૮ મુશાફરી બંગલો અને ધર્મશાળા.
વાંકાનેરથી મોરબી ............... ૧૬ સદર. સદર.

૪૪

## વઢવાણ અને ધ્રાંગધ્રાની સડક.

વઢવાણથી ધ્રાંગધ્રા ............... ૨૨ મુશાફરી બંગલો અને ધર્મશાળા.

## વઢવાણ અને લીંબડીની સડક.

વઢવાણથી લીંબડી ............... ૧૮ મુશાફરી બંગલો અને ધર્મશાળા.

# RATES OF HIRE OF CARTS &c., OBTAINED THROUGH TALUKDARS.

1. For a cart with two or more Bullocks to cary 20 maunds (40 pounds per maund), per kos of two miles:-

Annas 3 from 1st October to 15th June following.

„ 4 from 16th June to 30th September.

But the hire paid is in no case to be less than one Rupee per cart, when the distance travelled is only five kos or under, and the same cart is to be employed for one ordinary stage only.

2. Two Bullocks (without Cart) to draw Cart or Shigram, as above.

3. Begári, one anna per Kos.

4. Bhomia or guide, ¾ anna per Kos.

5. Pagi or Watchman at night, 3 annas per night.

6. Carts detained 12 hours to be paid demurrage at 8 annas each.

7. All Carts to be paid for within 4 hours after their arrival at their destination, or if they arrive at night, within one hour after sunrise. For every hour's detention beyond this, one anna per Cart should be paid.

8. Carts &c. are not on any account to be taken on more than one stage.

9. On arrival at a village, intimation of the number of Carts, required by Government Servants on public duty, is to be given immediately. These the

Táluka authorities are bound to provide within reasonable time; should they fail to do so, on the subject being duly brought to the notice of the Political Agent, they are fined; the fine imposed being in proportion to the delay occasioned.

---

## તાલુકદારો પાસેથી ગાડાં વીગેરે મગાવવામાં આવે છે, તેના ભાડાનો મુકરર કીધેલો દર.

---

૧. બે અથવા વધારે બળદવાળાં ગાડામાં ૨૦ મણ (૪૦ શેરનો ૧ મણ) સુધી ભાર ભરવો અને તેનું ભાડું દર કોસે (બે માઇલ) નીચે મુજબ આપવું:—

૩ આના તારીખ ૧લી અકટોબરથી ૧૫મી જુનસુધી.

૪ „ ૧૬મી જુનથી તારીખ ૩૦મી સપટેમ્બર સુધી.

પણ પાંચ કોસ અગર તેથી ઓછું ચાલ્યા હોય, ત્યારે એક ગાડાનું ભાડું એક રૂપીયાથી કોઇપણ પ્રકારે કમી આપવું નહીં. અને એકનું એક ગાડું વાજબી એક મજલ સુધી લઇ જવું.

૨. શીગ્રામ અથવા ગાડી સારૂ બે બળદો (ગાડા શીવાએ) નું ભાડું ઉપર મુજબ આપવું.

૩. બેગારી ૧ ને દર કોસે એક આના મુજબ આપવું.

૪. રસ્તાના ભોમીયાને દર કોસ ૧ની ૯ પાઇ મુજબ આપવું.

૫. પગી અથવા રાતની ચોકીવાળાને એક રાતના ૩ આના આપવા.

૬. કોઇ ગાડાને બાર કલાક રોકયું હોય તો, તેને દર ગાડે આઠ આના મુજબ ભથું આપવું.

૭. મુકામસર થયા પછી ચાર કલાકની અંદર સઘળા ગાડાનું ભાડું ચુકવી આપવું; જો કોઇ ગામે રાત પડી ગયા પછી પોંહોચાય, તો વળતે દીવસે સુર્ય

ઉભ્યા બાદ એક કલાકની અંદર આપવું, અને તે ઉપરાંત જેટલા વખત સુધી રોકી રાખે, તેનું દર કલાકે દર ગાડે ૧ આનો વધારે આપવો.

૮. કોઇ ગાડાને કાંઇપણ કારણથી એક વાજબી મજલથી વધારે લઇ જવું નહીં.

૯. કોઇપણ સરકારી નોકર કામગીરી ઉપર જતાં એક ગામે આવી પોહોંચ્યા પછી જેટલાં ગાડાં જોઇતાં હોય, તેની ખબર તુરતજ ગામમાં દેવી અને તે પ્રમાણે વાજબી મુદતની અંદર પુરાં પાડવાને તાલુકદાર તરફના અધીકારીની ફરજ છે; એ પ્રમાણે પુરાં પાડવામાં તેઓ તરફથી કસુર થાયતો તેની પોલીટીકલ એજંટ સાહેબને નકી ખબર મળેથી તેઓને દંડ થાય છે, અને તે દંડ જેટલી ઢીલ કરવામાં આવી હોય તેના પ્રમાણમાં કરવામાં આવે છે.



# ALPHABETICAL LIST OF POST OFFICES IN KÁTHIÁWÁR.

*M.* Denotes that the office is a Money order office.
*S.* Denotes that the office is a Savings Bank.

Ádhoi. M S (*Cutch*).
Ámran. M
Amreli. M S
Áramda. M
Átkot. M
Bábra. M S
Bagasra. M S
Balámbha. M
Bámanbor. M
Bántva. M S
Barwála. M S
Bedi Bandar. M
Bet. M S
Bhandária. M
Bhadakva. M
Bhádrod. M
Bhánvad. M
Bhávnagar. M S
Do. Railway Station. M
Bháyávadar. M S
Bherái. M
Bhesán. M
Bhimkata. M
Bhoika. M S
Bhumli. M
Bilkha. M S
Botád. M S
Chamárdi. M
Chhikári. M
Chital. M S
Chok. M
Chorvád. M
Chotila. M S
Chuda. M S
Dahisra. M
Dámnagar. M
Dátha. M
Dedán. M
Delváda. M
Devlia Mota. M
Dhári. M S
Dhasa. M
Dhola. M S
Dhoráji. M S
Dhrol. M S
Dhrángadhra. M S
Dhrápha. M
Dhunváv. M
Dudhrej. M
Dungar. M
Dwárka. M S
Gadhda. M S
Gadhechi. M S
Gádhakda. M
Ganod. M
Gidad. M
Gondal. M S
Hadiána. M
Halvad. M S
Jáfrábad. M S
Jália M. (*Khákhi*).
Jámbuda. M
Jámnagar. M S
Janghi M S. (*Cutch*).
Jasdan. M
Jetpur. M S
Jhinjhuváda. M
Jodhpur. M
Jodia. M S
Junágadh. M S
Kálávad. M
Kandorna. M (*Jám*).
Kandorna M (*Rána*).
Kesod. M
Khákhrechi. M
Khambhália. M S
Kharedi. M
Khatriváda. M

Kheráli. M
Khokhri. M
Khuntavda. M
Kodinár. M S
Koliyák. M
Kotda-Pitha. M
Kotda-Sángáni. M S
Kunkáváv. M S
Kundla. M S
Kutiyána. M S
Kuvádva. M S
Lakhtar. M S
Lálpur. M
Láthi. M S
Liliya. M
Limbda. M
Limbdi. M S
Lodhika. M
Madhavpur. M
Mahuva. M S
Majevdi. M
Mália M (*Hátina*).
Mália M S (*Miána*).
Mánávadar. M
Mángrol. M S
Mánekváda. M S
Mengni. M
Mendarda. M
Morvi. M S
Moti Márad. M
Muli. M S
Mulila. M
Nágeshri. M
Nágnesh. M
Nilákha. M
Ningála. M
Padánu. M
Pálitána. M S
Páliyád. M S
Páneli. M
Pardhari. M S
Porbandar. M S
Prabhás Pátan. M S
Rájkot. M S
Rájula. M
Rán. M
Ránáváv. M
Ránpur-Bhesán. M
Saláya. M
Sarapdad. M
Sardhár. M
Sátudad. M
Sáyla. M S
Shil. M
Sihor. M S
Sitha. M S
Songadh. M S
Supedi. M
Sutrápáda. M S
Talája. M
Tána. M
Tankára. M
Thán. M
Trápaj. M
Umrála. M S
Una. M S
Upleta. M S
Vadál. M
Vádásada. M
Vadia. M
Vala. M S
Vana. M
Vánkáner. M S
Vanod. M
Vanthali. M S
Varal. M
Vartej. M
Varvala. M
Vasávad. M
Vavánia. M
Verával. M
Vichhiya. M
Vijpadi. M
Virpur. M
Wadhwán Camp M S
Wadhwán City. M S
Vávdi. M

# POSTAL RATES.

## SCHEDULE OF RATES OF ORDINARY POSTAGE.

| Post-Cards. Each. | | Letters. | | | Ordinary News-papers Books, & Pattern Packets. | | Privileged News-papers. | | | Parcels. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| Single. | Reply. | Not exceeding ½ tola. | Exceeding one-half tola but not exceeding 1 tola. | For every additional tola or fraction thereof. | Not exceeding 10 tolas. | For every additional 10 tolas or fraction thereof. | Not exceeding 3 tolas. | Exceeding 3 tolas but not exceeding 10 tolas. | For every additional 10 tolas or fraction thereof. | Not exceeding 20 tolas. | Exceeding 20 tolas but not exceeding 40 tolas. | For every additional 40 tolas or fraction thereof. |
| an. | an. | anna. | anna. | anna. | anna. | anna. | anna. | anna. | anna. | annas | annas | annas. |
| ¼ | ½ | ½ | 1 | 1 | ½ | ½ | ¼ | ½ | ½ | 4 | 8 | 4 |

REGISTRATION.—The fee is two annas for each article registered. Letters, post-cards, book packets (including news-papers) and pattern packets can be registered for transmission by the Inland Post. Parcels cannot be registered, as they are forwarded in any case, under the same precautions as registered articles. The postage and registration fee must be prepaid in stamps, affixed to the postal article intended for registration.

INSURANCE FEES.—Are as follows :— As.

When the value insured does not exceed Rs. 50 ...2

When it exceeds Rs. 50 but does not exceed Rs. 100........................................... 4

And 4 annas for every additional rupees 100 or fraction thereof.

VALUE PAYABLE ARTICLES.—S ... commission as in the case of money orders, b ... covered from the addressee.

INLAND MONEY ORDERS—The Commission is as follows:—

| | Rs. | Rs. as. |
|---|---|---|
| On sums not exceeding ........................ | 10...... | 0 2 |
| „ exceeding Rs. 10 but not exceeding | 25...... | 0 4 |
| „ „ Rs. 25 „ „ | 50...... | 0 8 |
| „ „ Rs. 50 „ „ | 75...... | 0 12 |
| „ „ Rs. 75 „ „ | 100...... | 1 0 |
| „ „ Rs.100 „ „ | 125...... | 1 4 |
| „ „ Rs.125 „ „ | 150...... | 1 8 |

## RATES OF OFFICIAL POSTAGE.

| Prepayment is optional in all cases, except for registered or insured articles and post-cards. Unpaid rates are the same as the prepaid rates. | Post-cards. | Letters. | Packets in open covers to contain only books, or pattern. | Parcels without restriction as to contents, except dangerous or other articles. |
|---|---|---|---|---|
| | A. | Annas. | Annas. | Annas. |
| Each post-card ...... | ¼ | ... | ...... | ...... |
| Not exceeding ½ tola | ... | ½ | ½ (Not exceeding ½ tola and Exceeding ½ and not exceeding 10 tolas) | 4 (Not exceeding ½ tola to 20 tolas) |
| Exceeding ½ and not exceeding 10 tolas. | ... | 1 | | |
| „ 10 „ 20 „ | ... | 2 | 1 | |
| „ 20 „ 30 „ | ... | 3 | 1½ | 8 (20 to 40 tolas) |
| „ 30 „ 40 „ | ... | 4 | 2 | |
| „ 40 „ | ... | 1 anna per tola See note (a) | ½ anna per 10 tolas. | ...... |
| „ 40 and not exceeding 80 tolas | ... | ... | ......... | 12 |
| For every additional 40 tolas ........... | ... | ... | ......... | 4 |

NOTE (a).—Thı article weighing 41 tolas will be charged with 41 annas. ˡᵉs which exceed 40 tolas will be conveyed by parcı nackets or as parcels) at the lower rate of char ially marked by the senders for transmission as d at letter rates.

# FOREIGN POST.

## *Abstract of Postage Rates.*

"c" denotes compulsory prepayment.

Registration is available for a prepaid article of any class addressed to a Union Country and in some cases for prepaid letters (but letters only) addressed to Non-Union Countries; the registration fee (to be prepaid by stamps) is 2 annas in all cases.

The acknowledgment fee (to be prepaid by stamps) for registered articles addressed to Union Countries is two annas. For articles addressed to Non-Union Countries acknowledgments cannot be obtained.

Prepayment of Newspapers, sent at Newspaper rates, is compulsory. Legal or commercial documents addressed to Union Countries must be prepaid to the extent of two annas at least, and printed papers, books and samples to the extent of one anna, or they will not be forwarded (unless addressed to the United Kingdom).

| | Maximum. Size. | Maximum. Weight. |
|---|---|---|
| Samples.. | 8-4-2 in. | 8 oz. |
| Printed Papers, Legal or Commercial Documents.. | 18 × 18 × 18 in. | 4lb. 6 oz. |

For the United Kingdom Australasian or Cape Colonies, the limit of weight is 5 lbs. and of size 2 × 1 × 1 ft.

| | Each letter per ½ oz. | Each Post-card. Single. | Each Post-card. Reply. | Printed Papers, including Books, &c. Each Newspaper per 4 oz. | Printed Papers, including Books, &c. Each Packet per 2 oz. | Legal and Commercial Documents Each Packet. Not exceeding 4 oz. | Legal and Commercial Documents Each Packet. Per 2 ozs. additional. | Samples each Packet. Per 2 oz. |
|---|---|---|---|---|---|---|---|---|
| | As. | As. | As. | As. | As. | As. | As. | As. |
| To the United Kingdom *via Brindisi* .. .. .. .. .. .. .. .. .. .. | 4½ | 1½c | 3c | 1½c | 1½ | 3 | 1½ | 1½ |
| To any other Union Country *via Brindisi* through the United Kingdom.. .. .. .. | 4½ | 1½c | 3c | 1½c | 1½ | 3 | 1½ | 1½ |
| Ditto (except Ceylon and Persia) when sent by any other route .. | 3 | 1½c | 3c | 1c | 1 | 2 | 1 | 1 |
| Ceylon *by French Packet* through *Colombo* or by P. & O. Steamer .. .. .. .. | 3 | 1½c | 3c | 1c | 1 | 2 | 1 | 1 |
| Do. *Indian Packet* or *Land Post* (no Book or other Packets sent by Land Post) .. | 2c | 1½c | 3c | 1c | 1c | 2c | 1c | 1c |
| Persia .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. | 2 | 1½c | 3c | 1c | 1 | 2 | 1 | 1 |
| Australasian Colonies (*Non Union*) .. .. .. .. .. .. .. .. .. .. .. | 6 | .. | .... | 1c | 1½c | 3 | 1½ | 1½ |
| Cape of Good Hope, Delagoa Bay, Natal (*Non Union*) *via Brindisi* through the United Kingdom .. .. .. .. .. .. .. .. .. .. .. .. .. | 9 | .. | .... | 2c | 2c | 4 | 2 | 2 |
| Do. *via Aden* and *Zanzibar* .. .. .. .. .. .. | 8 | .. | .... | 1c | 1½c | 3 | 1½ | 1½ |

## કાઠીઆવાડની ટપાલ આફીસો.

---

મ. એટલે તેમાં મનીઆરડર આફીસ સાથે છે.

સે. એટલે તેમાં સેવીંગ્સબ્યાંક આફીસ સાથે છે.

અમરેલી. મ. સે.
આટકોટ. મ.
આધોઇ. (કચ્છ) મ. સે.
આમરણ. મ. સે.
આરંભડા. મ.
ઉના. મ. સે.
ઉપલેટા. મ. સે.
ઉમરાલા. મ. સે.
કંડોરણા(જામ). મ.
કંડોરણા (રાણાના). મ.
કાલાવડ. મ.
કુંકાવાવ. મ. સે.
કુંડલા. મ. સે.
કુતીઆણા. મ. સે.
કુવાડવા. મ.
કેશોદ. મ.
કોટડા-સાંગાણી. મ. સે.

કોટડા-પીઠા. મ.
કોડીનાર. મ. સે.
કોલીઆક. મ.
ખતરીવાડા. મ.
ખરેડી. મ.
ખંભાલીઆ. મ. સે.
ખાખરેચી. મ.
ખુંટવડા. મ.
ખેરાલી. મ.
ખોખરી. મ.
ગઢડા. મ. સે.
ગણોદ. મ.
ગાધકડા. મ.
ગીદડ. મ.
ગોંડલ. મ. સે.
ગઢેચી. મ. સે.
ચમારડી. મ.

ચીતલ. મ. સે.
ચુડા. મ. સે.
ચોક. મ.
ચોરવાડ. મ,
ચોટીલા. મ. સે.
છીકારી. મ.
જંધી. (કછ) મ.
જસદણ. મ.
જાફરાબાદ. મ. સે.
જાંબુડા. મ. સે.
જામનગર. મ. સે.
જાલીઆ-ખાખી મ.
જુનાગઢ. મ. સે.
જેતપુર. મ. સે.
જોધપુર. મ.
જોડીઆ. મ. સે.
ઝીંઝુવાડા. મ.

ટંકારા. મ.
ટાણા. મ.
ડુંગર. મ.
ડેડાણ. મ.
ઢસા. મ.
તલાજા. મ. સે.
ત્રાપજ. મ.
થાન. મ
દહીસરા. મ.
દાઠા. મ.
દ્વારકાં. મ. સે.
દામનગર. મ.
દુધરેજ. મ.
દેલવાડા. મ.
દેવળીઆ મોટા. મ.
ધારી. મ. સે.
ધ્રાંગધ્રા. મ. સે.
ધ્રાફા. મ.
ધુંવાવ. મ.
ધોળા. મ. સે.
ધ્રોળ. મ. સે.
ધોરાજી. મ. સે.
નાગનેશ. મ.
નાગેશરી. મ.
નીંગાળા. મ.
નીલાખા. મ.
પડધરી. મ. સે.
પડાણું. મ. સે.
પ્રભાસપાટણ. મ. સે.
પાનેલી. મ.

પાલીઆદ. મ. સે.
પાલીતાણા. મ. સે.
પોરબંદર. મ. સે.
બગશરા. મ. સે.
બરવાલા મ. સે.
(લીંબડી).
બાટવા. મ. સે.
બામણબોર. મ.
બાબરા. મ. સે.
બાલંભા. મ.
બીલખા. મ. સે.
બેડી બંદર. મ.
બેટ. મ. સે.
બોટાદ. મ. સે.
ભંડારીઆ. મ.
ભડકવા. મ.
ભાણવડ. મ.
ભાવનગર. મ. સે.
ભાવનગર રેલવે સ્ટેશન.મ.
ભાદરોદ. મ.
ભાયાવદર. મ. સે.
ભીમકટા. મ.
ભુમલી. મ.
ભેરાઇ. મ.
ભેંશાણ. મ.
ભોઇકા. મ. સે.
મજેવડી. મં.
મહુવા. મ. સે.
માંગરોલ. મ. સે.
માણાવદર. મ.

માણેકવાડા. મ. સે.
માધવપોર. મ.
માલીઆ હાટીના. મ.
માલીઆ. મ. સે.
(મીઆણાનું).
મુલી. મ. સે.
મુળીલા. મ.
મેંગણી. મ.
મેંદરડા. મ.
મોટી મારડ. મ.
મોરબી. મ. સે.
રાજકોટ. મ. સે.
રાજુલા. મ.
રાણ. મ.
રાણાવાવ. મ.
રાણપુર–ભેંશાણ. મ.
લખતર. મ. સે.
લાઠી. મ. સે.
લાલપુર. મ.
લીંબડી. મ. સે.
લીંબડા. મ.
લીલીઆ મ.
લોધીકા. મ.
વડીઆ. મ.
વણા, મ.
વણોદ. મ.
વંથળી. મ. સે.
વલા. મ. સે.
વડાલ. મ.
વરલ. મ.

વઢવાણ સી. સ્ટે. મ. સે.
વઢવાણ શેહેર. મ. સે.
વરતેજ. મ.
વશાવડ. મ.
વરવાલા. મ.
વવાણીઆ. મ.
વાંકાનેર. મ. સે.
વાડાશડા. મ.
વાવડી. મ.
વીછીઆ. મ.
વીરપુર. મ.
વીજપડી. મ.
વેરાવલ. મ. સે.
શીલ. મ.
સલાયા. મ.
સરધાર. મ.
સરપદડ. મ.
સાયલા. મ. સે.
સાતુદડ. મ.
સીથા. મ.
સીહોર. મ. સે.
સુપેડી. મ.
સુત્રાપાડા. મ. સે.
સોનગઢ. મ.
હડીઆણા. મ.
હલવદ. મ. સે.



# ટપાલના દર.

સાધારણ ટપાલના હાંસલનું પત્રક.

| | | | |
|---|---|---|---|
| પોસ્ટકારડ (ટપાલનાં પતાં.) | દરેક. | એકવડાં. | આનો. ૧/૪ |
| | | બેવડાં રીપ્લાઈ. | આનો. ૧/૨ |
| કાગળો. | ૧/૨ તોલાથી વધારે ન હોય તો. | | આનો. ૧/૨ |
| | ૧/૨ તોલાથી વધારે પણ ૧ તોલાથી વધારે ન હોય તો. | | આનો. ૧ |
| | પછીના દરેક તોલા અથવા તેના કાંઈ પણ ભાગ ઉપર. | | આનો. ૧ |
| નમુનાનાં પાકેટો ન્યુસપેપરો અને ચોપડીના પાકેટો | ૧૦ તોલાથી વધારે ન હોય તો. | | આનો. ૧/૨ |
| | પછીના દરેક ૧૦ તોલા અથવા તેના કાંઈ પણ ભાગ ઉપર. | | આનો. ૧/૨ |
| નોંધેલાં ન્યુસપેપરો. | ૩ તોલાથી વધારે ન હોય તો. | | આનો. ૧/૪ |
| | ૩ તોલાથી વધારે પણ ૨૦ તોલાથી વધારે ન હોય તો. | | આનો. ૧/૨ |
| | પછીના દરેક ૨૦ તોલા અથવા તેના કાંઈ પણ ભાગ ઉપર. | | આનો. ૧/૨ |
| બેરીંગો. | ૨૦ તોલાથી વધારે ન હોય તો. | | આના. ૪ |
| | ૨૦ તોલાથી વધારે પણ ૪૦ તોલાથી વધારે ન હોય તો. | | આના. ૮ |
| | પછીના દરેક ૪૦ તોલા અથવા તેના કાંઈ પણ ભાગ ઉપર. | | આના. ૪ |

રજીસ્ટર કરવા બાબત.—દરેક ચીજને માટે રજીસ્ટર ફી બે આના લેવાયછે. કાગળ, પોસ્ટકાર્ડ ચોપડીઓનાં પાકેટ (ન્યુસપેપર શીવે) અને નમુનાનાં પાકેટો હીંદુસ્તાનમાં ટપાલ મારફત મોકલવાને રજીસ્ટર કરી શકાય છે.

ભેંગીઓ રજીસ્ટર કરાતી નથી, કારણ કે જેવી સંભાળથી રજીસ્ટર કાગળો મોકલાયછે તેવીજરીતે તે મોકલવામાં આવેછે. જે ચીજ રજીસ્ટર કરાવવી હોય તેના ઉપર રજીસ્ટર ફી અને ટપાલના હાંસલ બદલ ટપાલની ટીકટ ચોડવી જોઇએ.

---

**વીમાની ફી** નીચે મુજબ લેવામાં આવેછે:—

વીમાવાળી ચીજ રૂ. ૫૦ ઉપર ન હોય તો................બે આના.
„ રૂ. ૫૦ ઉપરાંત પણ રૂ. ૧૦૦ ઉપરાંત ન હોય તો...ચાર „
અને પછી દરેક રૂ. ૧૦૦ના અથવા તેના ભાગના ...ચાર „

**વેલ્યુપેએબલ ચીજો** નું હાંસલ મનીઆરડરના કમીશનની બરાબર ચીજ લેનાર ધણી પાસેથી લેવામાં આવેછે.

**મનીઆરડર (હીંદુસ્તાનના).**—કમીશનનો દર નીચે લખ્યા મુજબ છે:—

| | | | | | રૂ. | આ. |
|---|---|---|---|---|---|---|
| રૂ. | ૧૦ની રકમથી વધારે ન હોય તો ............... | | | | ૦ | ૨ |
| „ | ૧૦થી વધારે પણ રૂ. | | ૨૫થી વધારે ન હોય તો.. | | ૦ | ૪ |
| „ | ૨૫ | „ | ૫૦ | „ ... | ૦ | ૮ |
| „ | ૫૦ | „ | ૭૫ | „ ... | ૦ | ૧૨ |
| „ | ૭૫ | „ | ૧૦૦ | „ ... | ૧ | ૦ |
| „ | ૧૦૦ | „ | ૧૨૫ | „ ... | ૧ | ૪ |
| „ | ૧૨૫ | „ | ૧૫૦ | „ ... | ૧ | ૮ |

## સરકારી કાગળો વીગેરે ઉપર હાંસલનું પત્રક.

| અગાઉથી હાંસલ ભરવું તે મોકલનારની મરજી ઉપર છે, પણ ટપાલનાં પતાં, વીમો અને રજીસ્ટરનેમાટે હાંસલ અગાઉથી ભરવું જોઇએ. નાટપેડ અને અગાઉથી ભરવાના દર સરખાછે. | પોસ્ટ કાર્ડ. | કાગળ. | ખુલ્લા મોઢાનાં પાકીટો, તેમાં ફકત ચોપડાઓ, નમુના વીગેરે. | બેંગીઓ, તેમાં ગમે તે વસ્તુઓ હોય પણ ભયંકર કે એવી બીજી ચીજો હોવી ન જોઇએ. |
|---|---|---|---|---|
| | આ. | આના. | આના. | આના. |
| દરેક પોસ્ટ કાર્ડ ……… | ૧/૪ | … | …… | …… |
| ૧/૨ તોલાની ઉપર ન હોય તો | … | ૧/૨ | ૧/૨ | ૪ |
| ૧/૨ તોલાની ઉપર ને ૧૦ તોલાની ઉપર ન હોય તો. | … | ૧ | | |
| ૧૦ ,, ને ૨૦ ,, … | … | ૨ | ૧ | |
| ૨૦ ,, ને ૩૦ ,, … | … | ૩ | ૧૧/૨ | ૮ |
| ૩૦ ,, ને ૪૦ ,, … | … | ૪ | ૨ | |
| ૪૦ તોલાની ઉપર હોયતો… | … | દર તોલે એક આનો જુઓ નોટ(એ) | દરેક ૧૦ તોલે ૧/૨ આનો. | …… |
| ૪૦ તોલાની ઉપર ને ૮૦ તોલાની ઉપર ન હોયતો. | … | … | …… | ૧૨ |
| પછીના દરેક ૪૦ તોલાઉપર | … | … | …… | ૪ |

નોટ.- (એ.) આ પ્રમાણે કોઈ ચીજ વજનમાં એકતાલીશ તોલા હોય તો તેનું હાંસલ એકતાલીશ આના બેસશે. કોઈ ચીજ ઉપર તેનો મોકલનારે "લેટર પોસ્ટથી" એવા શબ્દો નહીં લખ્યા હોય અથવા લેટરના દર પ્રમાણે હાંસલ નહીં લગાડયું હોય તો તે હલકા દરના હાંસલથી બેંગી કે પાકેટ તરીકે રવાના કરવામાં આવશે.

## ફારેન પોસ્ટેજના

"ફ" નીશાની ઉપરથી સમજવું જે હાંસલ અગાઉથી ભરવાની ફરજ છે.

કોઇ પણ યુનીયન દેશે જનારી કોઇ પણ વર્ગની ચીજ જેના ઉપર હાંશલ અગાઉથી ભરચું હશે તે રજીષ્ટર થઇ શકશે અને કેટલાએક નોન-યુનીયન દેશોએ જનારા અગાઉ હાંશલ ભરેલાં કાગળોજ માત્ર રજીષ્ટર થઇ શકશે. રજીષ્ટરની ફી (જેના બદલ ટીકટો અગાઉથી ચોડવી જોઇએ) તે સર્વે બાબતોમાં ર આનાછે.

યુનીયન દેશ જનારા રજીષ્ટર કરેલા પત્ર વીગેરેની પોહોચની ફી (જેના બદલ ટીકટ અગાઉથી ચોડવી જોઇએ) બે આના રાખીછે. નોન યુનીયન દેશોએ જનારા કાગળો વીગેરેની પોહોંચ મળી શકતી નથી.

જે વર્તમાન પત્રો વર્તમાન પત્રના દરથી મોકલાય તેના ઉપર હાંશલ અગાઉથી ભરવું જોઇએ. યુનીયન દેશે જવાના કાયદા સંબંધી અગર વેપાર સંબંધી દસ્તાવેજો ઉપર ઓછામાં ઓછું બે આનાસુધી અને છાપેલા કાગળો, ચોપડીઓ અને નમુના ઉપર એક આના સુધીનું હાંશલ અગાઉથી ભરવું જોઇએ. તેમ નહીં કર્યું હોય અને જો તે યુનાઇટેડ કીંગડમે જવાનાં નહીં હોય તો તે રવાના કરવામાં નહીં આવે.

| | વધારેમાંવધારે કદ ઇંચ. | તોલ. | |
|---|---|---|---|
| નમુનો. | ૮-૪-૨. | ૮ ઔંસ | યુનાઇટેડ કીંગડમ, ઓસ્ટ્રેલશીયન કોલોનીઝ અને કેપકોલોનીઝને માટે કદ તથા તોલનું પ્રમાણ કદ ૧૮-૧૮-૧૮ ઇંચ તોલ ૫ પાંઉંડ. |
| છાપેલા કાગળ કાયદા સંબંધી અથવા વેપાર સંબંધી દસ્તાવેજો. | ઇંચ. ૧૮-૧૮-૧૮. | પૌં. ઔં. ૪--૬ | |

યુનાઇટેડ કીંગડમ મોકલવાનાં (બ્રન્ડીસી થઇને) ........................

હરકોઇ બીજા યુનીયન દેશે બ્રીન્ડીસી મારગે યુનાઇટેડ કીંગડમ થઇને. ......

એજન હરકોઇ બીજે મારગે મોકલે ત્યારે લંકા ને ઇરાન શીવાય..

લંકાં, ફ્રેંચ સ્ટીમરથી કોલંબો કીંવા પી. અને ઓ. સ્ટીમરથી ..............

એજન., ઇંડીઅન સ્ટીમરથી, કીંવા જમીનને મારગેથી (બુક અથવા બીજાં પાકેટ જમીનને રસ્તે મોકલાતાં નથી.).....................

ઇરાન ..................................................................

ઓસ્ટ્રેલશીયન કોલોનીઝ (નોન યુનીયન) ..............................

કેપ ઓફ ગુડહોપ, ડેલાગોઆબે, નેટલ (નોન યુનીયન) બ્રીન્ડીસી મારગે યુનાઇટેડ કીંગડમ થઇને.................................................

એજન. એડન અને ઝાંઝીબારને મારગે થઇને ..............

## ભાવનું પત્રક.

| | પ્રત્યેક પોસ્ટ કાર્ડ. | | છાપેલા કાગળો, ચોપડાઓ વીગેરે. | | કાયદા સંબંધી અને વેપાર સંબંધી દસ્તાવેજોના પ્રત્યેક પાકીટ ઉપર. | | નમુનાનાં દરેક પાકેટ ઉપર. |
|---|---|---|---|---|---|---|---|
| પ્રત્યેક કાગળના દરેક ૦ાા આંઊંસ ઉપર. | સીંગલ. | રીપ્લાઇ. | પ્રત્યેક વર્તમાન પત્રના દરેક ૪ ઔંસ ઉપર. | પ્રત્યેક પાકેટના દરેક ૨ ઔંસ ઉપર. | ૪ ઔંસથી વધારે ન હોય તો. | પછીના દરેક ૨ ઔંસ ઉપર. | દરેક ૨ ઔંસ ઉપર. |
| આના. | આના. | આના. | આના. | આના. | આના. | આના. | આના. |
| ૪ાા | ૧ાાક. | ૩ક. | ૧ાાક. | ૧ાા | ૩ | ૧ાા | ૧ાા |
| ૪ાા | ૧ાાક. | ૩ક. | ૧ાાક. | ૧ાા | ૩ | ૧ાા | ૧ાા |
| ૩ | ૧ાાક. | ૩ક. | ૧ક. | ૧ | ૨ | ૧ | ૧ |
| ૩ | ૧ાાક. | ૩ક. | ૧ક. | ૧ | ૨ | ૧ | ૧ |
| ૨ક. | ૧ાાક. | ૩ક. | ૧ક. | ૧ક. | ૨ક. | ૧ક. | ૧ક |
| ૨ | ૧ાાક. | ૩ક. | ૧ક. | ૧ | ૨ | ૧ | ૧ |
| ૬ | ... | ... | ૧ક. | ૧ાાક. | ૩ | ૧ાા | ૧ાા |
| ૯ | ... | ... | ૨ક. | ૨ક. | ૪ | ૨ | ૨ |
| ૮ | ... | ... | ૧ક. | ૧ાાક. | ૩ | ૧ાા | ૧ાા |

# TELEGRAPH OFFICES IN KATHIAWAR.

## GOVERNMENT.

Bhávnagar.

## COMBINED WITH THE POST OFFICES.

Jámnagar.
Pálitána.
Mahuva.
Rájkot.

## ATTACHED TO THE RAILWAY STATIONS.

Bhávnagar.
Botád.
Chital.
Chuda.
Dhasa.
Dhoráji.
Dhola Junction.
Gadhechi.
Gondal.*
Jália.
Jetalsar.
Jetpur.
Junágadh.*
Khákhria.
Kundli.
Kunkáváv.
Lakhtar.
Láthi.
Lilápur.
Limbdi.
Lunidhár.
Ningála.
Ránpur.
Sábli.
Sanosra.
Sihor.
Songadh.
Ujalváv.
Vartej.
Vávdi.
Wadhwán City.
Wadhwán Junction.

*At these places, though not Railway Stations, the offices are under the Bhavnagar-Gondal Railway.

# TARIFF FOR INLAND MESSAGES.

*( No charge is made for the transmission of the address. )*

| | *Local* messages *i. e.*, those tendered during the working hours of a Telegraph Office for transmission in ordinary course within a radius of six miles of a Central Government Telegraph Office. | | | | *Deferred* messages *i.e.*, those tendered during the working hours of a Telegraph Office for transmission at night to be delivered at destination early on the following morning. | | | | *Ordinary* messages *i. e.* those tendered during the working hours of a Telegraph Office for transmission and delivery in ordinary course. | | | | *Urgent* messages *i. e.*, those tendered during the working hours of a Telegraph Office for immediate transmission with precedence over ordinary messages. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | First eight words or groups of three figures. | | Each additional eight words or groups of three figures. | | First eight words or groups of three figures. | | Each additional eight words or groups of three figures. | | First eight words or groups of three figures. | | Each additional word or groups of three figures. | | First eight words or groups of three figures. | | Each additional word or groups of three figures. | |
| | Rs. | a. | Rs. | a. | Rs. | a. | Rs. | a. | Rs. | a. | Rs. | a. | Rs. | a. | Rs. | a. |
| Between any two Stations in India... | 0 | 4 | 0 | 4 | 0 | 8 | 0 | 1 | 1 | 0 | 0 | 2 | 2 | 0 | 0 | 4 |

# TARIFF FOR FOREIGN MESSAGES.

| To. | Per Word. From stations west of Chittagong. | Per Word. From stations east of Chittagong. |
|---|---|---|
| Aden *via* Bombay ........... | 1 12 0 | 1 14 0 |
| Ceylon........................ | 0 3 0 | 0 4 6 |
| | Average | Average |
| China *via* Madrás ........... | 4 0 0 | 4 0 0 |
| All countries in Europe including Great Britain except those named below *via* Suez .................... | 2 12 0 | 2 14 0 |
| Russia ................. } Turkey................. } | 2 13 0 | 2 15 0 |

---

## કાઠીઆવાડની તાર આફીસો.

### સરકારી.

ભાવનગર.

### ટપાલ આફીસ સાથે જોડાયલી.

જામનગર. મહુવા.

પાલીતાણા. રાજકોટ.

*(2)* The Code of Criminal Procedure [Act X of 1872†] shall be in force throughout the said lands in so far as it may be found applicable, but subject to the modifications involved in, or necessitated by, the provisions hereinafter contained.

*(3)* The Assistant Political Agent in Jhálávád for the time being shall exercise the powers of a Magistrate of the District within the aforesaid lands.

*(4)* The Deputy Assistant Political Agent in Jhálávád for the time being shall exercise the powers of a Magistrate of the Second Class within the aforesaid lands, and shall also exercise the power of committing to the Court of Session.

*(5)* The Political Agent for the time being in Káthiáwár shall exercise the powers of a Court of Session within the said lands; but any sentence of transportation or of imprisonment for upwards of seven years passed by him shall be referred for confirmation to the Governor of Bombay in Council. In any case so referred, the Governor of Bombay in Council may either confirm the sentence, or pass any other sentence warranted by law, or may annul the conviction and order a new trial on the same or an amended charge, or may acquit the accused person.

*(6)* It shall be in the discretion of the Political Agent sitting as Sessions Judge to try any case without the aid of a jury or assessors.

*(7)* Appeals from sentences and orders of the Deputy Assistant Political Agent shall lie, not to the Assistant Political Agent, but to the Political Agent in his capacity of Sessions Judge.

*(8)* The Governor of Bombay in Council shall, within the said lands, exercise all the powers conferred on

† See now Act X of 1882.

a High Court by the Code of Criminal Procedure [Act X of 1872†].

(9) Nothing hereinbefore contained shall be deemed to apply to cases in which European British subjects are charged or accused, or in any way to affect the jurisdiction and procedure at present established for such cases.

*B.—Civil Jurisdiction.*

(10) The Courts mentioned in the first column of the subjoined table shall exercise, within the said lands, the respective powers specified in the second column thereof, subject to the rules at present in force regulating the right of appeal in civil suits from the Courts of Káthiáwar (namely) :—

| Name of Court. | Extent of jurisdiction. |
|---|---|
| The Court of the Political Agent, Káthiáwár. | Power to hear appeals from the decisions of the Assistant Political Agent. |
| The Court of the Assistant Political Agent, Jhálávád. | Powers of a Civil Court, whatever be the amount or value of the subject-matter of the suit. |
| | Power to hear appeals from the Court of the Deputy Assistant Political Agent, Jhálávád. |
| The Court of the Deputy Assistant Political Agent, Jhálávád. | Powers of a Civil Court, when the amount or value of the subject-matter of the suit does not exceed Rs. 3,000. |

† See now Act X of 1882.

# કાઠીઆવાડ સંબંધી તહનામાં, કોલકરાર, અને સનદો.

( ઇંગ્રેજી ઉપરથી તરજુમા )

## પેશવા અને બ્રીટીશ સરકાર વચ્ચે.

**નામદાર ઇસ્ટ ઇન્ડીઆ કંપની બાહાદુર અને માહારાજા બાજીરાવ રઘુનાથરાવ પંડીત પ્રધાન બાહાદુર વચ્ચે તારીખ ૧૩ જુન સને ૧૮૧૭ ને રોજે પુના શેહેરમાં થએલ તાહુનામાંમાંથી કાઠીઆવાડ સંબંધીનો ઈન્તેખાબ.**

નામદાર ઇસ્ટ ઇન્ડીઆ કંપની બાહાદુર અને માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુર વચ્ચે વસઇ મુકામે સામાન્ય રક્ષણ સારૂ દોસ્તીનું ઓગણીસ કલમનું તહનામું કરવામાં આવ્યું હતું; અને તેના વધારામાં સાત કલમનો બીજો કરાર સદરહુ રાજ્યોની વચ્ચે પુના મુકામે કરવામાં આવ્યો હતો; અને ત્યાર બાદ કેટલીક તકરારો ઉઠીછે જે દુર કરવા બંને તરફની ખુશી છે, માટે સદરહુ તકરારોનું સમાધાન કરવાના તથા સદરહુ દોસ્તી વધારે સારી રીતે અમલમાં લાવવાના હેતુથી, એ બંને રાજ્યો વચ્ચે નીચેનું તહનામું કરવામાં આવ્યું છે:—

### કલમ ૬ ઠી.

વસઇની ટ્રીટીના સાંધણની ચોથી કલમમાં એવું ઠર્યું છે કે, લડાઇને વખતે માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુર પાંચ હજાર સ્વાર અને ત્રણ હજાર પાયદળ, તે પ્રમાણમાં તોપ અને લશ્કરી સામાન સહીત, બ્રીટીશ સબસીડીયરી લશ્કર ભેળું રહી કામ કરવાસારૂ આપશે. તે શીવાય, માહારાજા કબુલ કરે છે કે બની શકશે તેટલું બીજું લશ્કર લડાઇમાં મોકલશું, એ

કલમ આ દસ્તાવેજથી રદ કરવામાં આવી છે. તેની અવજી માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુર કબુલ કરે છે કે, પાંચ હજાર સ્વાર અને ત્રણ હજાર પાયદળ,—તેના પ્રમાણમાં તોપ અને લશ્કરી સામાન સહીત,—ના પગાર માટે જોઇતો થાલ અંગ્રેજ સરકારને સ્વાધીન કરવામાં આવશે. તે થએથી બ્રીટીશ સરકારને હવે પછી ઉપર કહેલા કંટીજંટ લશ્કરની ચાકરીનો દાવો રેહેશે નહીં. હજી પણ માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુર અગાઉની પેઠે બની શકે તેટલા લશ્કરથી લડાઇમાં સામીલ રેહેવા બંધાએલા છે. આનરેબલ કંપની એજ પ્રમાણે દસ્તાવેજ કરી આપે છે કે દુશ્મનની સામે લડાઇમાં કામ લગાડવા સબસીડીયરી ફોજ શીવાય બની શકે તેટલી મોટામાં મોટી ફોજ પુરી પાડવામાં આવશે.

### કલમ ૭ મી.

ઉપર કહેલા કંટીજંટ લશ્કરની અવજી બીજું લશ્કર પુરૂં પાડવાનું બ્રીટીશ સરકારને બની શકે, માટે માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુર, આ ટ્રીટીની સાથે ટાંકેલ યાદમાં લખેલા સઘળા પ્રાંતો અને તેમાના હક ચલ્લુ માટે, આનરેબલ કંપનીને આપે છે, ને માહારાજા એ યાદમાં લખેલા પ્રાંતો ઉપર કોઇ પણ જાતના પોતાના હક અને દાવા તથા એ પ્રાંતના રાજા તથા ભોમીયા સાથે તમામ સંબંધ ખુલ્લી રીતે છોડી દે છે.

---

### ઉપરના દસ્તાવેજની સાતમી કલમમાં કહેલ યાદ.

**માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુરે આનરેબલ ઈસ્ટ ઈન્ડીયા કંપનીને ચલ્લુ માટે આ સાથેની ટ્રીટીની સાતમી કલમ મુજબ ચોત્રીસ લાખ રૂપીયાની કીમ્મતની જમીન અને થાલ આપ્યાં તેની યાદ.**

### તરત સોંપવાની જમીન અને થાલની વીગત.

બેલાપોર, અથગામ અને કલ્યાણ પ્રગણાં તથા એ પ્રગણાંઓની ઉત્તરનો સહ્યાદ્રીના ઘાટ અને સમુદ્ર વચ્ચેનો છેક ગુજરાત સુધીનો બધો પ્રાંત, જે માહારાજ પંડીત પ્રધાન બાહાદુરના તાબામાં હતો તે.

અમદાવાદ, ઓરપાડ અને ગાયકવાડે આપવાની વારશીક રકમ સીવાય ગુજરાતના, માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુરનાં બધાં પ્રગણાં અને હક.

કાઠીયાવાડની જમા, જે ખર્ચ બાદ કરતાં ચાર લાખ રૂપીયાની ગણાયછે.

ધારવાડ અને કુશીગઢ તાબાના પ્રાંત.

આ પ્રાંતો જલદીથી સ્વાધીન કરવા. એ પ્રાંતોના વહીવટનો જરૂરી ખર્ચ નક્કી કરી એકંદર પેદાશમાંથી બાદ કરવો ને બાકીની રકમ સાતમી કલમમાં કહેલા ચોત્રીશ લાખ રૂપીઆ પેટે ગણવી. ચોત્રીશ લાખ રૂપીયાની રકમ પુરી કરવા બીજાં પ્રગણાં કરણાટકમાં એવી જગે આપવાં કે જે આનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કંપનીને વગવાળાં હોય ને સરહદની લીટી નક્કી પડી આવે.

ઇ. સ. ૧૮૧૭ ની તા૦ ૫ જુન અગર ચાલતું હીંદુ વર્ષ શરૂ થયા પછી માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુરના અમલદારોએ આ તુરત સોંપવાનાં પ્રગણામાંથી જે કાંઇ વસુલ કર્યું હોય, તથા કરણાટકમાં હવે પછી આપવાના પ્રાંતોમાંથી જે કાંઇ વસુલ કર્યું હોય, તે ટ્રીટીની નવમી કલમ મુજબ આનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના અમલદારોને પાછું આપવું.

આ હમણાં સ્વાધીન કરેલાં પ્રગણાંની ઉપજની રકમ મુકરર કરવા માટે, એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે માહારાજા રાવ પંડીત પ્રધાન બાહાદુરના દફ્તરમાંથી, પાંચ દીવસમાં, વીશ વર્ષનો નીયમીત હિસાબ તૈયાર કરી રજુ કરવો.

| પેશવાની મોહોર. | પેશવાની સહી. |
|---|---|

| ગવરનર જનરલની નાહાની મોહોર. | (સહી) હેસ્ટીંગ્સ.<br>એન. બી. એડમોન્સ્ટન.<br>એ. સેટન.<br>જી. ડાઉડ્સવેલ. |
|---|---|

ગવરનર જનરલ ઇનકૌન્સીલે તારીખ ૫ મી જુલાઇ સન ૧૮૧૭ ને રોજ મંજુર કર્યું.

(સહી) જે. આડમ.
આક્ટીંગ ચીફ સેક્રેટરી નીસબત સરકાર.

## માહારાજા ગાયકવાડ સાથે તારીખ ૬ ઠી નવેમ્બર ઈ. સ. ૧૮૧૭ ને રોજ થયેલ પુરવણીક ટ્રીટીની કલમ સાતમી.

### કલમ ૭ મી.

માહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ શમશેર બાહાદુરે આનરેબલ કંપનીને જાહેર કર્યું કે બેટ અને ઓખામંડળમાં એ હિંદુનાં ધર્મની અને ભક્તીની જગો છે. તે અમારા સ્વાધીનમાં કરવી જોઇએ તેથી. અને આનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કુંપનીને માહારાજાનું આ આતુર ભરેલું કેહેણ કબુલ કરવા મરજી થયાથી, ઓખામંડળનો પ્રાંત અને બેટનો ટાપુ તેમાંની તમામ રાજ્ય સત્તા અને કીલ્લાઓ સહીત તેઓ. માહારાજા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ શમશેર બાહાદુર અને તેના વંશવારસને ચલુ માટે આપે છે. માહારાજા સેના ખાસખેલ શમશેર બાહાદુર આનરેબલ કંપનીને સામાન ભરવા કાંઇ પણ જગાત કે કરનો દાવો કર્યા વગર બેટના ટાપુ ઉપર ચલુ માટે એક મકાન બાંધવા દેવા વચન આપેછે. વળી કબુલ કરે છે કે આનરેબલ કંપનીના તાબાનાં બધાં વાહાણ પડાઉ, નોકર અને રૈયત વીગેરે, તેમજ આનરેબલ કંપનીના બંદરના વ્યાપારીઓનાં વાહાણ, ગાયકવાડનાં પ્રગણાનાં બંદર અગર કોઇ બીજી જગોએ આવશે તો તેને વગર અડચણે જવા આવવા દેશું. બીજી તરફથી આનરેબલ કંપની કબુલ કરેછે કે ગાયકવાડ સરકારના તાબાનાં વાહાણ, પડાઉ, નોકર કે રૈયત અને ગાયકવાડ સરકારના બંદરનાં વ્યાપારીઓનાં વાહાણ આનરેબલ કંપનીના બંદરમાં આવશે તો તેમને પણ વગર અડચણે જવા આવવા દેશું. વળી માહારાજા કબુલ કરે છે કે જે માણસ આનરેબલ કંપનીની વખારે રેહેશે, તેને કંઇપણ હરકત ન કરતાં, તેઓ સાથ યોગ્ય રીતે વર્તવામાં આવશે.

---

## અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકાર વચ્ચે, તા૦ ૩ એપ્રીલ ઈ૦ સ૦ ૧૮૨૦ ને રોજ થયેલ ટ્રીટી.

| ગાયકવાડની મોહોર. |
|---|

દેશમાં આબાદી, સલાહ, અને સલામતી, વધારવાના ઇરાદાથી અને ગાયકવાડ સરકારને કાઠીયાવાડ અને મહીકાંઠાના પ્રાંતોમાંથી, પોતાની જમાની

રકમ સેહેલથી વગર મેહેનતે મળે તેટલા ખાતર, બ્રીટીશ સરકાર સાથે એવો ઠરાવ થયો છે કે. માહારાજા શ્રીઆણંદ રાવ ગાયકવાડ સેના ખાસ ખેલ શમશેર બાહાદુરે, ઉપર લખ્યા બન્ને પ્રાંતના જમીનદારોના પ્રગણામાં, કંપની સરકારની મંજુરી વગર, લસ્કર, મોકલવું નહીં, તેમજ કંપની સરકારથી પરબારો એ પ્રાંતના જમીનદાર કે વસ્તી ઉપર કાંઇ દાવો ચલાવવો નહીં. બીજી તરફથી કંપની સરકાર કરાર કરે છે કે, સંવત ૧૮૬૪, ઇ૦ સ૦ ૧૮૦૭-૮, અને સંવત ૧૮૬૮, ઇ. સ. ૧૮૧૧-૧૨ માં થયેલા ઠરાવ મુજબ જમાબંદી તથા ખરાજાતની રકમ બીન ખરચે જમીનદારો ગાયકવાડ સરકારને આપશે. જો કોઇ જમીનદાર કે તાલુકદારની ગેરચાલથી કાંઇ મોહોટી ખરાજાત થઇ પડે તો, તે ખરાજાતમાં કાંઇ ઉમેરો કર્યા વગર, જમીનદાર પાસેથી વસુલ થશે.



# કાઠીયાવાડના તાલુકદારોએ કરી આપેલ કરારો.

## લીંબડીના રાજાના ફેલ જામીન.

### શ્રીમંત રાજેશ્રી સેના ખાસખેલ શમશેર બાહાદુર જોગ-વીરમગામના વ્યાસ ભગતી મોગજીનું લખત.

જત હું મારી રાજી ખુશીથી, ગાયકવાડ અને પંથપ્રધાન અગર પેશવાની સરકાર, જે બન્નેનો ભાગ આખા દેશમાં છે. તે બન્ને સરકારમાં લીંબડી તાલુકા માટે નીરંતરનો ફેલ જામીન થાઉંછું.

### કલમ ૧ લી.

હું કોઇ બીજા તાલુકદાર સાથે વેર ઉભું ન કરતાં કોઇ બારવટીઓ અગર ઓઘો પુળો કરનાર કાઠી કે રજપુતને આશ્રય આપીશ નહી, તેમજ કોઇ બીજાને હાથે શતુર કરાવી કોઇની જમીન ઝુંટી ન લેતાં જેમ ચાલતું આવ્યુંછે તેમ ચલાવીશ. મારા ભાયાતો કદી તેઓનાં ગામ, ગીરાસ, મારે ત્યાંહાં વેચવા આવશે તો, તે હું ન લેતાં, હવેથી મારે પ્રથમની દુશ્મની તથા એક બીજાના કરેલ નુકશાનનો કીનો રાખવો નથી.

અમારી સરહદમાં ચોર હરામ ખોરને આશ્રય આપશું નહીં, ને રાખશું તો ઘટતો બંદોબસ્ત કરીને, કે તેઓ બીજા તાલુકામાં અગર જાહેર રસ્તે લુટ ચોરી કરી શકે નહીં. હમેશાં જ્યારે કોઇને પોતાના ગામ અગર જમીન વેચવાની જરૂર પડશે ત્યારે તે સાથ ઠરાવ કર્યા હરોલ અમો કુલ હકીકત સરકારમાં જાહેર કરશું.

## કલમ ૨ જી.

કંપની બાહાદુર કે સેના ખાશખેલ શમશેર બાહાદુરના કોઇ અપરાધીને આશ્રય કે રાબ રોટલો આપવો નથી.

## કલમ ૩ જી.

પેશવા, ગાયકવાડ અને આનરેબલ કંપનીના કેટલાએક માહાલો જે અમારી સરહદની ચારે બાજુએ આવેલા છે, તેમાં ચોરી કે જાહેર રસ્તે લુટ થાશે નહીં. જતા આવતા લોક, વ્યાપારી, અગર બીજા મુસાફરને કાંઇ પણ ઇજા ન કરતાં ગાડાંની મદદ દઇ અમારી સરહદમાં તેઓનું રક્ષણ કરીશું.

રસ્તે કોઇ શાહુકાર કે મુશાફરને નુકશાન થશે તો જે હદમાં નુકશાન થયું તેનો તાલુકદાર ભરી આપશે, ને તે તાલુકદાર જે હદનો ચોર હશે તે હદના તાલુકદાર પાસેથી જવાબ માંગશે.

## કલમ ૪ થી.

કોઇ જમીનદારની ખરાબ હાલતને લીધે તેની કાંઇ જમીન અગર ગામ લખાવી લઇ પાછું જબરદસ્તીથી ન સોંપતા હોય તો, તેનો વાજબી રીતે ઇનસાફ કરી, પાછાં તેને સોપાવ્યામાં આવશે. ત્યાર બાદ ફરીથી દાવો ચાલી શકશે નહીં.

ઉપર લખ્યા મુજબ હમેશ વંશપરંપરા ચાલે તેવી હું તાજેતર ખાતરી આપુંછું, તેમાં કાંઇ તફાવત થયે સરકારનો મોહોસલ આવશે તો તે બાબત સરકાર જેવી રીતની ખાતરી માગશો તેવી, મોહોસલના રોજ ખર્ચ સહીત આપીશ. આ બાબત ધ્રાંગધ્રાના રાજ અમરસીંહજીને ચલુ માટે આડ જમાન આપી આ દસ્તાવેજ કરી આપુંછું

(સહી) વ્યાસ ભગતી મોગજી.

## ધ્રાંગધ્રાના ઝાલા અમરસીંહનું લખત.

જત હું ઉપર લખી કલમો પળાવવા હાલમાં ચાલુ માટે આડ જમાન થયોછું ને તે સંબંધી જવાબ મારે સીર છે.

ઝાલા અમરસીંહજી તરફથી મેહેતા
પરભુજીની સહી.

આનરેબલ કંપનીની બાંહાંધરી.

મોહોર. (સહી) એ. વાકર, રેસીડંટ.

---

નોટ.—કાઠીઆવાડના રાજાઓએ કરી આપેલા કોલકરારનો આ સામાન્ય નમુનો છે. પરંતુ જુદા જુદા દસ્તાવેજોના શબ્દોમાં, ખસુસ કરીને ધોરી રસ્તા ઉપર લુંટનું વળતર આપવા સંસ્થાનોની જવાબદારી વીશે, ઘણો તફાવત માલુમ પડવાથી સન ૧૮૮૩ ની સાલમાં મેહેરબાન કર્નલ જે. ડબલ્યુ. વાટસન સાહેબ, રાવ બાહાદુર ગોપાળજી સુરભાઇ અને શેઠ કુંવરજી કોયાજી એઓની એક કમીટી નીમી સદરહુ બાબત તપાસ કરી રીપોર્ટ કરવા બંદોબસ્ત થતાં, તેમનો એકમતે એવો અભીપ્રાય થયો કે દસ્તાવેજો પાંચ વર્ગનાં છે :—

૧. પોતાના મુલકમાં થએલી લુંટનું વળતર આપવા **અથવા** ચોરને હાજર કરવા તાલુકદારો જવાબદાર છે તેવાં.

૨. વળતર **તથા** ચોરને હાજર કરવા તાલુકદારો જવાબદાર છે તેવાં.

૩. જેમાં વેપારી અને મુશાફરોને હરકત ન પોહોચાડવા અને પોતાનો મુલક છોડે ત્યાંહાં સુધી તેમને ચોકીદારો આપવા ફકત તાલુકદારો બંધાયા છે, અને લુંટનું વળતર અથવા ચોર હાજર કરવા જવાબદાર થયા નથી, તેવાં.

૪. જેમાં તાલુકદારોએ એમ કબુલ કર્યું છે કે, કોઇ હરામખોરનાં પગલાં તેમના તાલુકાના ગામમાં આવે તો બીજા

## લીંબડીના તાલુકદારનું ચલ્લુ માટે જમાબંદીનું દસ્તાવેજ.

### શ્રીમંત રાવશ્રી સેના ખાશખેલ સમશેર બાહાદુર જોગ તાલુકે લીંબડીના ઝાલા હરીસીંગજીનું લખત :—

જત આનરેબલ કંપની અને ગાયકવાડનું લશ્કર કાઠીયાવાડ પ્રાંત તથા તેના ભોમીયા, ગીરાસીયા, કાઠી અને રૈયત માટે હમેશ ચાલે તેવો બંદોબસ્ત કરવા, અને તેઓની જમાની રકમ હમેશાં વડોદરે ભરે, તેવો બંદોબસ્ત કરવાના, ઇરાદાથી આ દેશમાં આવતાં, હું મારી રાજી ખુશીથી ઠરાવ કરી, ઉપર લખ્યા તાલુકા તરફથી આ દેશમાં પેહેલવેલું લશ્કર આવ્યું તે વખત એક જુદું દસ્તાવેજ મેં કરી આપેલ તેમાં લખ્યા મુજબ, જમાબંદી અને ખરાજાત માટે ચલુનું દસ્તાવેજ કરી આપુંછું. આગળની રીતથી દેશને ઘણું નુકશાન અને રૈયતના સલાહ સંપમાં હરકત આવતી તેથી, ને ઉપર લખ્યો ઠરાવ મને ફાયદેમંદ છે, એવી ખાતરી થયાથી ઉપર લખ્યા તાલુકાની જમા અને ખરાજાતની રકમ માટે, વડોદરે એક વકીલ મોકલી, દરવર્ષ બંદોબસ્ત કરવામાં આવશે. તેમાં તફાવત કરવો નથી.

---

તાલુકામાં તે લઇ જાય અથવા સરકાર ફરમાવે તે પ્રમાણે જવાબદાર થાય.

૫. જેમાં ફકત ધોરી રસ્તાની લુંટ બાબત તાલુકદારો જવાબદાર છે, પણ ચોરને હાજર કરવા બાબત કાંઇ કરાર નથી.

કમીટીએ એવો ઠરાવ કર્યો કે બ્રીટીશ સરકારનો આ પ્રાંત સાથે સંબંધ થયો તે જુના વખતમાં બેદરકારીથી આવાં દસ્તાવેજો લખાતાં હતાં તેને લીધે સદરહુ દસ્તાવેજોના શબ્દોમાં તફાવત થયો હશે, અને જો કે "અથવા" અને "તથા" એ ગુજરાતી શબ્દોના સમાનાર્થ અંગ્રેજી શબ્દો બેશક "ઓર" અને "એન્ડ" છે; તોપણ એ બંને શબ્દોનો હેતુ એકજ હતો, અને લુંટને માટે સામાન્ય રીતે જવાબદાર થઇ વળતર આપવા **અથવા** ચોર હાજર કરવા રાજાઓ પાત્ર થાય એવો તે વખત ઇરાદો હતો. આ વીચારને પોલીટીકલ એજંટ સાહેબ મળતા આવતાં નામદાર સરકારે તે પસંદ કર્યો છે.

ઉપર લખ્યા પ્રમાણે મારે ને મારા પુત્ર પુત્રાદીકે વંશપરંપરા પાળવું છે. તેમાં તફાવત થયે સરકાર માગે તેવો જવાબ દેવોછે.

ઝાલા હરીસીંહની સહી.
આનરેબલ કંપનીની બાંહાંધરી.

મોહોર. (સહી) એ. વાકર, રેસીડેન્ટ.

---

## શ્રીમંત રાવશ્રી સેના ખાસ ખેલ સમશેર બાહાદુર જોગ—લીંબડીના ઝાલા હરીસીંહજી તરફથી દસ વર્ષની જામનીનું સવજી પકુનું લખત.

લીંબડી તાલુકાના ઝાલા હરીસીંહજી તરફથી જમાબંદી (જમાબંદી તથા ખરાજાત મળી રૂ. ૫૧,૯૩૧) માટે દસ વર્ષનું સરકાર જોગ દસ્તાવેજ કરી આપી, તેમાં કેટલાંક કાંધાં કર્યાં છે, તે કાંધાં મુજબ જમાબંદીની રકમ મુદ્દતસર વડોદરે જઇ ભરી તે કામ નીવેડ્યા બાદ પાછા આવવું છે. તેમાં કાંઇ વીલંબ થયે કાંધાની મુદ્દત પછીના દાહાડાનું માસ ૧, સત ૧, ટકા ૧, લેખે વ્યાજ આપવામાં આવશે.

રૂ. ૫૧,૯૩૧ ની દર વર્ષે કીસ્ત અગર દસ્તાવેજ કરી આપવું છે તેની વીગત:—

| | |
|---|---|
| જમાબંદી | રૂ. ૪૮,૦૦૧ |
| ખરાજાત સુબાસુખડી શીખે | ૧,૦૦૦ |
| એની બાહાંધરી | ૧,૧૦૧ |
| ઘોડા નજરાનો | ૫૦૧ |
| જમીનદાર સુખડી | ૫૦૧ |
| દીવાનજી | ૩૦૧ |
| દરખદાર | ૩૨૬ |
| શાગીર પેસો | ૧૨૫ |
| સુતર અને ચાંબડું | ૭૫ |
| કુલ રૂપીઆ. | ૫૧,૯૩૧ |

### કાંધાની વીગત.

| | |
|---|---|
| માગશર સુદ ૨ | (ડીસેમ્બર) |
| પોસ સુદ ૨ | (જાનેવારી) |
| માઘ સુદ ૨ | (માર્ચ) |
| ફાગણ સુદ ૨ | (એપ્રીલ) |

---

## લીંબડી તાલુકાની ચુકવતી બાબત લીંબડીના તાલુકદાર સાથે ઠરાવ થયો તેની યાદ:—

### કલમ ૧ લી.

મારો જુનો તાલુકો જેમાં મારાં ધંધુકા, રાણપોર તાબાનાં ગામો, આવ્યાં છે, તેમાં લશ્કરની આમદરફતથી જે કાંઇ નુકશાન થવા સંભવ છે, તે ન થવાની તસલ્લીનો ચલુ માટે ઠરાવ.

### કલમ ૨ જી.

કાંધાંની રકમ અગાઉ પ્રમાણે ભરવામાં આવશે. લશ્કરની આમદરફત વખત મારે માટે દરેક ગામમાં ગાર્ડ અગર ચોકી મુકવામાં આવે તેને ખોરાકચંદી અને પાનસોપારી દસ્તુર પ્રમાણે આપવામાં આવશે.

### કલમ ૩ જી.

જમાબંદી ચુકાવ્યા પછી મારા તાલુકામાંથી કોઇ ઢોર કાંપમાં જાય તો તેને દસ્તુર પ્રમાણે છોડી મુકવું જોઇએ.

### કલમ ૪ થી.

મારા ભાયાતો સરકારને જુદું ચુકવેછે, તેથી તે રકમ બાબત સરકાર મને કંઇ પણ હરકત ન કરતાં, તે પરબારી ચુકાવી લેશો.

## કલમ ૫ મી.

કોઇ મારો ભાયાત કે ભાગીયો સરકારમાં અપીલ કરે તે ઉપરથી, સરકારે જે કાંઇ હું દસ્તાવેજની શરતથી ભોગવતો આવ્યોછું, તેને ગેરવાજબી હરકત ન કરવી, હવેથી મારે અગાઉથી સરકારની મંજુરી લીધા વગર કાંઇ કરવું નથી.

## કલમ ૬ ઠી.

સરકારને મારી કાંઇ ગેરચાલ માલુમ પડે તો પ્રથમ સરકારે મને ચેતવવા કાસીદ મોકલવો. તે કાસીદ ભેળું મારે વીશે સરકારમાં વાજબી સફાઇ કરવા માણસ ન મોકલું તો સરકારે મોહોસલ કરવો.

## કલમ ૭ મી.

ઇશ્વરી બનાવથી કોઇ વર્ષ મારો દેશ અસમાની સુલતાનીમાં આવી પડે, તો તે વર્ષમાં સરકારે મને મદદ કરવી.

## કલમ ૮ મી.

જો ચુવા તાલુકાની જમા કોઇ વર્ષ ન અપાય તો હું ભડકવાના તાલુકદાર પાસેથી ભડકવા ગામ ઉપર સરકારની મુકરર કરેલ જમા અપાવીશ, પણ ગામને કાંઇ હરકત કરવામાં નહીં આવે.

## કલમ ૯ મી.

મને મેહેરબાની કરી મારી અગાઉ કરેલ અરજ મુજબ સરકારે મદદ આપવી જોઇએ. હું સંવત ૧૮૬૫ ના વર્ષથી દરસાલ જમાની રકમ નીયમસર વડોદરે પોહોંચાડવાની શરત કરૂંછું તેપર, અને હમેશાં એ રકમ વડોદરે ભરવાનું દસ્તાવેજ કરી આપુંછું તે માટે, અને વીશેષ કરી મને રજુ કરવા સરકારમાં ચલ્લુમાટે ફેલ જમાન અને આડ જમાન આપુંછું તે ઉપર સુરત રાખી, સરકારે મેહેરબાનીના રાહે, આનરેબલ કંપની તરફથી મેજર આલેકઝાંડર વાકરના આ ઠરાવ મુજબ, વાજબી રીતે મને તસલ્લી કરવી જોઇએ.

## કલમ ૧૦ મી.

આ કલમથી કબુલ કરવામાં આવેછે કે ઉપર લખી દસ કલમમાં લખ્યા પ્રમાણે સરકાર પળાવશે.

આલેકઝાંડર વાકર, મેજર. મોહોર.

ફારસી.

સહી ઇંગ્રેજીમાં.

મુકામ તાલુકે ધ્રોલ, પ્રગણે સરપદડ, પાંત કાઠીયાવાડ, તા૦ ૧ રમઝાન, સન સમાન મીયા તીન વ અલફ. (ઇ. સ. ૧૮૦૭-૮.)



## સ્ત્રિ બાળહત્યા બાબતમાં જાડેજા રાજાઓએ કરી આપેલા દસ્તાવેજ.

આનરેબલ ઇંગ્લીશ કંપની અને આનંદરાવ ગાયકવાડ સમશેર બાહાદુરે અમને હીંદુઓના ધર્મ શાસ્ત્રનાં વચન દેખાડ્યાથી, તથા બ્રહ્મ વૈવર્તક પુરાણમાં કહ્યુંછે કે બાળકને મારવું એ અઘોર પાપછે, ને કહેછે કે ગર્ભ મારવાનો ગુન્હો બ્રહ્મહત્યા બરોબર, ને એક સ્ત્રી હત્યાનું પાપ સો બ્રહ્મહત્યા બરોબર છે. વળી એક બચ્ચાંને મારવું તેનું પાપ હીંદુ ધર્મ પ્રમાણે સો સ્ત્રી હત્યા બરોબરછે, ને આ પાપનો કરનાર કુલીસુથીત નર્કમાં પડશે, ત્યાંહાં તેના શરીરમાં જેટલાં રૂવાડાં છે તેટલા કીડા તેને ઉપદ્રવ કરશે, ને પાછો કોઢીયો જન્મી તેના સઘળા અવયવો અશકત થઇ જશે; માટે અમો ગોંડલના જમીનદાર જાડેજા દેવાજી અને કુંવર નથુ સ્ત્રી બાળહત્યાનો ચાલ અમારી નાતમાં ઘણું થયાં ચાલેછે તે સારૂ, અમારે તથા અમારા વંશના તથા અમારા સગા તથા તેના વંશનાઓ માટે, અમારા કલ્યાણસારૂ તથા હીંદુ ધર્મની આસ્તા ખાતર, આ દસ્તાવેજથી કબુલ કરીએછીએ કે, આ ચાલ અમો હવેથી છોડી દેશું, ને તેમ ન કરીએ તો અમો સરકારના ગુન્હેગારછું. વળી જે કોઇ આવો ગુન્હો હવે પછી કરશે તેને અમે ન્યાત બાહાર મુકી, બન્ને સરકારની મરજી પ્રમાણે અને શાસ્ત્રની રીતે સજા કરશું.

ઉપરના દસ્તાવેજ ઉપર જે તાલુકદારોએ સહી કરીછે તેની યાદ :—

| નંબર. | નામ. | તાલુકો અગર ગામ. |
|---|---|---|
| ૧ | જાડેજા હોથીજી................... | કોટડા-સાંગાણી. |
| ૨ | ,, ડોસાજી અને કુંવર સત્તાજી. | માળીયા. |
| ૩ | ,, જીયાજી.................... | મોરબી. |
| ૪ | ,, રણમલજી અને કુંવર લાખાજી.................... | રાજકોટ. |
| ૫ | જામ જસાજી.................... | નવાનગર. |
| ૬ | જાડેજા રણમલજીની વતી કુંવર વીરાજી | સરધાર. |
| ૭ | ,, દેવાજી અને કુંવર નથુજી... | ગોંડલ. |
| ૮ | ,, ભુપતસીંહ.................... | ધ્રોળ. |
| | ,, હોથીજી.................... | ખીરસરા. |
| | ,, સત્તાજી.................... | જાળીયા. |
| ૯ | ,, ભેંગારજી.................... | હડમતીયા. |
| | ,, જેહાજી.................... | કોટડા. |
| ૧૦ | ,, રામસીંહજી.................... | આંબા. |
| | ,, ખીમાજી.................... | લોધીકા. |
| | ,, દેવાજી.................... | પાલ. |
| | ,, મોડજી.................... | ગવરીદડ. |
| | ,, ડોસાજી.................... | કોઠારીયા. |
| | ,, ખાનજી.................... | વડાલી. |
| | ,, તેજમલજી.................... | વીરવા. |
| | ,, ખાનજી અને ભાણજી...... | ગઢકા. |
| | ,, રાયજી.................... | શાહપુર. |
| | ,, રાજોજી અને હદુજી........ | કાંકશીયાળી. |
| ૧૧ | ,, ફુલજી.................... | ધ્રાફા. |
| | ,, સાલીઅલજી.................... | |
| | ,, રાયબજી.................... | |
| | ,, જીજી રાસણજી.................... | |
| | ,, રામસીંહજી.................... | |
| ૧૨ | ,, મેરૂજી અને કુંવર ઓસાજી. | રાજપુરા; કોટડા-સાંગાણી ભાયાત. |
| ૧૩ | ,, બનાજી .... .................... | બાડવા. |

| નંબર. | નામ. | તાલુકો અગર ગામ. |
|---|---|---|
| ૧૪ | જાડેજા સામતજી.................. | મેંગણી. |
| ૧૫ | ,, ફુલાજી..................<br>,, દાદાજી..................<br>,, સુજાજી..................<br>,, મકનજી.................. | સીસાંગ. |
| ૧૬ | ,, પ્રેમજી તથા વાઘજી......... | દેરડી-મુળીલા. |
| ૧૭ | ,, સુરાજી.................. | ખરેડી વીરપુર. |
| ૧૮ | ,, કાના મુલુ..................<br>,, કાના મોટા..................<br>,, કાના હકાજી..................<br>,, કાના રેકાજી..................<br>,, કાના પંચાણજી............<br>,, કાના નથુજી.................. | સાતોદડ-વાવડી. |
| ૧૯ | ,, કુંવર સાલાજી.............. | |
| ૨૦ | રાણા સરતાનજી અને કુંવર હાલાજી જેઠવા .......................... | પોરબંદર. |

(સહી) એ. વાકર,
રેસીડેન્ટ.

---

**નવાનગરના જામ સાહેબે ઇ. સ. ૧૮૧૨ ના ફેબરવારીની તા૦ ૨૫ મીએ સ્ત્રી બાળહત્યા ન કરવા બાબત નવેસરથી કરેલ દસ્તાવેજ.**

**નવાનગરના જામ જસાજીએ શ્રીમંત રાવશ્રી સેના ખાસ ખેલ સમશેર બાહાદુર અને આનરેબલ ઈસ્ટ ઈન્ડીઆ કંપની બાહાદુર જોગ કરેલ દસ્તાવેજ, તા૦ ૨૫ ફેબરવારી, ઈ. સ. ૧૮૧૨, સંવત ૧૮૬૮ના ફાગણ સુદ ૧૩.**

અસલથીજ અમારા જાડેજાની ન્યાતમાં દીકરીઓ જીવતી રાખવા ચાલ ન હતો, તે ઉપર બન્ને સરકારે આ વીષયને લગતું શાસ્ત્ર સમજાવી અને અમને હીંદુ ધર્મના ધારા બતલાવી કહ્યું કે, 'બ્રહ્મવૈવર્તક પુરાણ (પવીત્ર પુસ્તક) માં

લખ્યું છે કે જે માણસ આ કામ કરશે તેનું પાપ ગર્ભહત્યા ને બ્રહ્મહત્યા બરોબર છે, અગર એક બચ્ચાંને મારવું એ સો બ્રહ્મહત્યા બરોબર છે, પણ આ ગુન્હામાં બે પાપ છે એક સ્ત્રીહત્યા ને બીજું બાળ હત્યા. આ પાપની સીક્ષા એવી લખેછે કે, જે કોઇ કરશે તે કુળસહીત રૈરવાદિક નર્કમાં, તે સ્ત્રીના અંગ ઉપર જેટલા મોવાળા હશે તેટલા વર્ષ પડશે. પાછો જન્મી કોઢીયો થશે, ને પંખ્ખવાથી અરધું અંગ રહી જશે. આ રીતે અમને બન્ને સરકારે શાસ્ત્ર દેખાડ્યાં ઉપરથી સંવત ૧૮૬૪ ઇ. સ. ૧૮૦૮ માં મેં તથા મારા ભાઇ ભત્રીજા વીગેરે મારા તાલુકાના કુલ જાડેજાઓએ, દીકરીઓ ન મારવા બાબત સરકારમાં દસ્તાવેજ કરી આપેલ છે. આ બાબતને લગતો તપાસ કરવા હમણાં એક અમારે ત્યાંહાં સરકાર તરફથી માણસ આવ્યું હતું, તે સાથે અમોએ સરકારને જવાબ લખી મોકલેલ. સરકારે ફરી સંવત ૧૮૬૮ ઇ. સને ૧૮૧૨ માં આ દસ્તાવેજ માગ્યું, તેથી લખી આપુંછું કે, હું અને મારા વંશના પુત્ર પૌત્રાદીક, હીંદુધર્મની આસ્તા ખાતર હવેથી ચલ્લુ માટે આવું કામ ન કરવા સરકારમાં બંધાયેલા છીએ. જો કરીએ તો સરકારના ગુન્હેગાર ઠરીએ: હવેથી અમારી ન્યાતમાં કોઇ આવું કામ કરશે, ને તે વાત અમારા જાણવામાં આવશે તો અમે તેને અમારી ન્યાત બાહાર કાહાડી, તે પાસેથી આ પાપ માટે સરકારની મરજી મુજબ જવાબ લઇશું. આ દસ્તાવેજ પળાવવા બાબત ચલ્લુ જમાન વીરમગામના બારોટ મેરૂમેહેતા, અને જલસમના બારોટ રામદાસ નથુને આપ્યાછે. તે આ બાબતનો જવાબ દેશે. ઉપર લખ્યું તે સહી. સંવત ૧૮૬૮ ના ફાગણ સુદ ૧૩ તા૦ ૨૫ ફેબ્રુઆરી સને ૧૮૧૨.

(સહી) જામશ્રી જસાજી.

અમે વીરમગામના બારોટ મેરૂ મેહેતા અને પેટલાદ પરગણે જલસમના બારોટ રામદાસ નથુ કબુલ કરીએ છીએ કે, ઉપર લખ્યું દસ્તાવેજ અમારે પાળવું પળાવવુંછે, ને તેનો જવાબ અમારે શીરછે.

× એંધાણ બારોટ મેરૂ મેહેતાનું.
× એંધાણ બારોટ રામદાસ નથુનું.

**રાજકોટના જાડેજા સુરાજીનો જે. પી. વીલોબી, ઇશ્કવાયર, પોલીટીકલ એજંટ ઉપર કાગળ. સંવત્ ૧૮૯૨ ના શ્રાવણ વદ ૧૦, તારીખ ૧૮ મી અગષ્ટ સને ૧૮૩૫.**

આપનો તા. ૨૦મી જુનનો કાગળ આવ્યો તે પોતો, તેમાં આપે લખ્યું જે તમારે બાર હજાર રૂપીઆ દંડ આપવો પડશે; પણ મારી અવસ્થા આ રકમ એકદમ આપી શકવા લાયક નથી, તેથી હું અરજ કરૂંછું કે, આપ મેહેરબાની કરી, હું જે રીતે આપી શકું તેવો, કાંઇ બંદોબસ્ત કરશો. વળી આપે લખ્યું કે, તમારા કુટુંબમાં ગર્ભ પ્રસવ થયા પેહેલાં તમારે અગાઉથી ખબર આપવી જોઇએ, તે ઠીકજ છે, તે પ્રમાણે કરીશ. આપે ફરમાવ્યું કે તમારે તમારી દીકરીઓ મારવાનો ચાલ છોડી દેવા જમાન આપવા, તે ઉપર હું અરજ કરૂંછું કે એ ચાલ છોડી દેવા અમોએ ઠરાવ કર્યો છે. અમારી તમામ જાગીર સરકારની નીઘેબાની તળે છે એવું છતાં જમાન લેવા મરજી હોય તો હું આપવા તૈયાર છઊં. આપના હુકમ મુજબ મારા તાલુકામાંથી મેં મેહેતા બલવંતરાય જોઇતા, તથા દલપતરામ ખુશાલને કાઢી મુક્યા છે. પટેલ લક્ષ્મણની મા અને બીજાં માણસો જેઓએ મારા મુકદમામાં સાહેદી આપી તેને અગર તેના કોઇ સગાને આપના લખ્યા પ્રમાણે મારે હાથે કાંઇ હરકત થઇ નથી. હું આપને જણાવુંછું કે પટેલ લક્ષ્મણ તો દરબારને છોરૂ પ્રમાણે છે, એથી અમારે કાંઇ વધુ નથી. તેવું છતાં આજરોજ મેં તેને મારી હજુરમાં બોલાવી ચાર શાહુકાર ને બે માણસ બીજાં, જે મેં એ વખતે તેડાવ્યાં હતાં, તે રૂબરૂ તેને હીમત આપી ખાતરી કરી કહ્યું છે. જાડેજાઓની દીકરી સંબંધીનું જાહેરનામું આપે મોકલ્યું તે પોહોંચ્યું. તે પ્રમાણે અમલ કરીશું. સરકાર જે કાંઇ કરે છે તે અમારા ભલા માટે કરે છે, માટે હું સરકાર મરજીને તાબેછું. મેહેરબાની કરી આપ મારી ઉપર નાખેલ દંડ, હું આપી શકું તેવી રીતે ઠરાવ કરી, મારા તાલુકા ઉપરની જપ્તીની બરખાસ્ત કરશો. અમારા તાલુકાની લાજ સરકારના હાથમાં છે.

**વાંકાનેરના રાજા ચંદ્રસીંહજી નીચે પ્રમાણે લખેછે.**

જાડેજા લોકો પોતાની દીકરીઓને મારી અઘોર પાપ કરતા, તેથી કર્નલ વાકર સાહેબે સંવત ૧૮૬૪ માં આ માણસાઇ વગરનો ચાલ છોડી દઇ પોતાની

કન્યાઓ જીવતી રાખવા બાબતનાં તેઓ પાસેથી દસ્તાવેજ કરાવ્યાં છે. એવું છતાં રાજકોટ અને સરધારના રાજા જાડેજા સુરાજીએ આ વાત પર ધ્યાન ન રાખી, દસ્તાવેજ ત્રોડી એક દીકરીને મારી નાખી. એ બાળહત્યાના ગુન્હાનો ઇ. સ. ૧૮૩૪ માં તપાસ ચાલતાં સાહેદીઓથી ગુન્હો સાબીત થયો, માટે હવેથી તે આવું ભયાનક કામ ન કરે તે બાબતના તે પાસેથી જમાન લેવા જરૂર થયે, તેણે મારૂં નામ આપ્યું, માટે હું તેનો ચલુ માટે જમાન થઇ આ દસ્તાવેજ કરી આપું છું કે, જાડેજા સુરાજી, તેના કુટુંબમાં કોઇને ગર્ભ રેહેશે ત્યારે, સરકારને જાહેર કરશે. લક્ષ્મણ પટેલની મા કે કોઇ બીજું માણસ અગર તેનાં સગાં, જેઓએ આ બાળહત્યાના મુકદ્દમામાં દરબાર વીરૂદ્ધ સાહેદી આપી હશે, તેઓને હરકત કે ડારો દેશે નહીં. જાડેજાઓની કન્યા બચાવવા બાબત પ્રથમ કરી આપેલાં દસ્તાવેજ અને ઇ. સ. ૧૮૩૪ ના નવેંબરની તા. ૨૨ મીએ આ બાબતસર કરેલા જાહેરનામા પ્રમાણે ચાલી, તે દસ્તાવેજ પાળશે. જાડેજા સુરાજી, પોતાના તાલુકામાં આ દસ્તાવેજ કોઇ ત્રોડશે, તો તે વીશે સીરસ્તા પ્રમાણે સરકારને જાહેર કરશે. કોઇ બાળહત્યાનો ગુન્હો તેના જાણવામાં આવે ને તે બીના સરકારને જાહેર ન કરે તો તે બાબત અગર આ ભયંકર ગુન્હો છોડી દેવાનાં દસ્તાવેજ પળાવવા હું તેનો જમાન થયોછું. ઉપર મુજબ પળાવવા હું બંધાએલોછું ને હવે પછી તેમાં કાંઇ ખામી રહે તો સરકારને જવાબ દેવો છે.

આ લખ્યું તે સહી. સંવત ૧૮૯૧ ના અશાડ સુદ ૧૫, તા૦ ૬ અકટોબર સને ૧૮૩૫.

(સહી) ઝાલા ચંદ્રસીંહજીની વતી
કુંવર વખતસીંહજીની સહી.

---

ઉપર મુજબ કોટડા સાંગાણીના તાલુકદાર પાસેથી પણ જમાન લીધા છે.

## અફીણ સંબંધી.

**શ્રી સરકાર ફરમાન બાર્નવેલ પોલીટીકલ એજંટ, પ્રાંત કાઠીઆવાડ નીસબત આનરેબલ કંપની જોગ**—તાલુકે નવાનગરના દીવાન મેહેતા મોતીરામ શામળજી લખી આપું છું, કે ઇ. સ. ૧૮૨૧ ના ફેબરવારીની તારીખ ૧ સંવત ૧૮૭૭ ના પોશ વદ ૧૪ થી રાણપોરમાં એક વખાર કરવામાં આવતાં મને એક જાહેરનામાની નકલ મોકલાવી તેમાં લખ્યું જે, આ તાલુકામાં જે કોઇને પરચુરણ અફીણ વેચવા મરજી હોય તેણે આ વખારેથી ખરીદ કરવું. એ જાહેરનામા મુજબ પરગણાના કસ્બા અને ગામોમાં ઘણા ખરા લોકોને ખબર કરવામાં આવશે. કોઇને પરચુરણ અફીણ જોઇતું હશે તો તેને કાગળ આપી સરકારી વખારે ખરીદ કરવા મોકલશું. કોઇ માણસ સરકારી વખાર વગર બીજી જગેથી ખરીદ કરશે અગર વેચશે અગર બીજી જગોએથી લાવશે તો તે બાબત તરત સરકારને જાહેર કરવામાં આવશે. સરકારી વખાર વગરનું બીજું અફીણ ક્યાંહાંય જોવામાં આવશે તો તે સરકારથી પકડવામાં આવશે, તેમાંથી ¾ ખબર આપનારને, ને ¾ જેની હદમાં પકડાણું હોય તે તાલુકદારને મળશે. જો મારા સંસ્થાનમાં પકડાય તો સરકારે મેહેરબાની કરી મને આપવું જોઇએ. સંવત ૧૮૭૭ ના પોષ સુદ ૮ બ્રેંસપતવાર, તા. ૧૧ જાનેવારી સન ૧૮૩૧.

(સહી) **મોતી શામળજી.**

**એજ મતલબના જે તાલુકદારે કાગળ લખેલા તે નીચે પ્રમાણે.—**

| | કાગળની તારીખ. |
|---|---|
| ૧ તાલુકે પોરબંદરના રાણા શ્રી ખીમાજી..... | સંવત ૧૮૭૭, પોસ સુદ ૩, તા. ૭ જાનેવારી સને ૧૮૨૧. |
| ૧ ,, ધ્રાંગધરાના જમીનદાર રાણા શ્રી અમરસીંહજી.................... | સંવત ૧૮૭૭, માઘ વદ ૧, તા. ૧૭ ફેબ્રુવારી સને ૧૮૨૧. |
| ૧ થાન-લખતરના જમીનદાર માહારાણા પૃથીરાજ......................... | સંવત ૧૮૭૭, પોષ સુદ ૧૪, તા. ૧૭ જાનેવારી સને ૧૮૨૧. |

| | |
|---|---|
| ૧ તાલુકે દસાડાના જમીનદાર મલેક બાવામીયાં, મલેક ચાંદાજી, મલેક લાડજી, મલેક દલાજી, તથા બધા દસાડીયા. | સંવત ૧૮૭૭ માઘ, વદ ૧, તા. ૧૭ ફેબરવારી સને ૧૮૨૧. |
| ૧ તાલુકે બજાણાના મલેક દરીઆખાન.... ... | સદર. |
| ૧ તાલુકે ઝીંઝુવાડાના જમીનદાર પથુજી, કુંભાજી, ગીરધરજી અને કાનાજી. | સંવત ૧૮૭૭, ઇ. સ. ૧૮૨૦–૨૧. |
| ૧ ,, વણોદના જમીનદાર મલેક બાપજી. | સંવત ૧૮૭૭ ના માઘ વદ ૧, તા, ૧૭ ફેબ્રુઆરી સને ૧૮૨૧. |

૧ ,, વીરપોર ખરેડીના જાડેજા મુલુજી..,...તા. ૧૮ જાનેવારી.

૧ કાઠીઆવાડના તાલુકાના નીચે લખ્યા જમીનદારોએ એક કાગળમાં ભેળી સહી કરી છે, તા. ૧૮ જાનેવારી :—

૧. જેતપોર ચીતળના વાળા વીકમસી જેઠાણી વીગેરે.

૨. જસદણના ખાચર ચેલા વાજસુર.

૩. ખંભાળાના ખાચર ઓઘડ અને મોકા વાજસુરના દીકરા.

૪. સુદામડાના ખવડ સાદુલ લુણા તા. ૧૯ જાનેવારી.

૫. ભલગામના વાળા હરસુર હાથીઆ.

| | |
|---|---|
| ૧ બાટવાના ગજફરખાંન, મહમદખાંન અને અનવરખાંન ..................... | તા. ૧૮ જાનેવારી. |

---

**કાઠીયાવાડના પોલીટીકલ એજંટ કપતાન બાર્નવેલ સાહેબે, કાઠીયાવાડના તાલુકદારોને પોત પોતાના પ્રાંતમાં પ્રસીદ્ધ કરવા મોકલાવેલ જાહેરનામાનો મુસદો. જેની પાછળ તે પ્રમાણે ચાલવા કેટલાએકની મંજુરી તરીક સહી લેવામાં આવી છે.**

શ્રી દરબાર સર્વ લોકોને જાહેર ખબર આપે છે કે કાઠીઆવાડના પોલીટીકલ એજંટ મેહેરબાન બાર્નવેલ સાહેબે જાહેરનામું મોકલ્યું છે, જે તમોને વાકેફ કરવા પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

પોલીટીકલ એજંટ અમારા પરગણામાંથી અફીણ લઇ જનારા શાહુકારને અમારી ઉપર પરવાનો આપશે, તેમાં અફીણની જાત, વજન, અને

તે શેમાં છે, ચાંબડાના સાંગામાં, પેટીમાં, કે ગાડામાં અને કઇ વખારે લઇ જવાનું છે તે લખશે.

જે માણસો મારા કસ્બા તથા તેની નીચેનાં ગામોમાં અફીણ લાવી વેચશે તેનાં અને ખરીદ કરનારના નામોનું એક રજીસ્ટર રાખવું જોઇએ. સરકાર તપાસ કરતાં કોઇ નીયમીત રજીસ્ટર હાજર નહીં કરી શકે, અગર કોઇ વેચેલા માલનું ખરૂં વજન છુપાવશે તો દરેક નાના શેરે એક રૂપીઓ જગાત નાખી વેચનાર પાસેથી ભરી લેવામાં આવશે.

પરવાનાવાળા અફીણ ઉપર ઘણી જગાત લીધામાં આવશે નહી. અફીણ કોઇ બંદરેથી ચડતું અટકાવવાના કારણથી સરકારે આ બંદોબસ્ત કર્યો છે.

ગાડાં, ઊંટ, પોઠીયા, વાહણ અગર કાંઇ બીજા સાધનથી પાસ વગર કાંઇ અફીણ આવશે તો તે અફીણ જે ઉપર લાવવામાં આવ્યું છે તે ચીજ સહીત દંડ બદલ જપ્ત કરવામાં આવશે. ત્રીજો હીસો જે માણસ પકડી આપશે અગર જગાત ચોરને ખાતરી પુર્વક બતાવી આપશે તેને મળશે, ને બાકીના બે ભાગ જે તાલુકામાં પકડાશે તે તાલુકાના જમીનદારને મળશે, મારા તાલુકામાં પકડાશે તો મને મળશે.

કોઇ માણસ ઉપર મુજબ જે અફીણ ચોરાણું છે તે રાખશે, અગર છાનું રખાવશે તો તે અફીણ ગુન્હા માટે પડાવી લીધામાં આવશે, ને તેની કીમ્મતથી બમણી રકમ તે પાસેથી દંડ લીધામાં આવશે. આ સર્વનો ત્રીજો હીસ્સો ખબર આપનારને ને બે ભાગ જેની હદમાં પકડાશે તે તાલુકદારને મળશે. જો મારા તાલુકામાં પકડાશે તો તે મને મળશે.

સંવત ૧૮૭૬ ના બીજા જેઠ વદ ૯, તા. ૪ જુલાઇ સને ૧૮૨૦.

---

## જાહેરનામાનો મુત્સદો અગર જે કાગળમાં એનીએ કલમોછે તેની નકલો તળેની સહીઓ.

### વઢવાણ.

ઉપરની મતલબની જાહેર ખબર મારા તાલુકામાં પ્રસીદ્ધ કરી તેમાં લખ્યા પ્રમાણે અફીણ બાબતનો બંદોબસ્ત કરવામાં આવશે.

(સહી) ઝાલા જાલમસીંહજી.

સંવત ૧૮૭૬ બીજા જેઠ વદ ૯, તા. ૪ જુલાઇ સને ૧૮૨૦.

## લીંબડી.

તમારો કાગળ આવ્યો તે મુજબ બંદોબસ્ત કરવામાં આવશે.

(સહી) ઝાલા હરીસીંહજી,

દસ્કત નથુ જીવણરામ.

સંવત ૧૮૭૬ ના બીજા જેઠ વદ ૯, તા. ૪ જુલાઇ સને ૧૮૨૦.

---

## ગોંડલ.

સરકારે અફીણ સંબંધી બંદોબસ્ત કરવા ગોંડલ-ધોરાજી અને ઉપલેટે મેહેતા મોકલતાં ઉપર મુજબ કરવા હું કબુલ કરૂંછું.

એંધાણ × જાડેજા શ્રી ચંદ્રસીંહજીનું.

સંવત ૧૮૭૭ ના માઘ સુદ ૫, તા. ૭ ફેબ્રુઆરી સને ૧૮૨૧.

---

## વાંકાનેરના ઝાલા ચંદ્રસીંહજીનો કાઠીઆવાડના પોલીટીકલ એજંટ કપ્તાન બાર્નવેલ સાહેબ ઉપરનો કાગળ.

બાદ અજ સલામ—સરકારનું અફીણ વીશેનું જાહેર નામું પોહોંચ્યું. આપના હુકમ મુજબ ગયા વર્ષથીજ મેં બંદોબસ્ત કર્યોછે. મારા કસ્બામાં કોઇ પાસે જુનું અફીણ નથી, હમણાં સુધી તાલુકાના ખર્ચ માટે અફીણ જોયું તે લીંબડીની સરકારી વખારેથી મંગાવ્યું છે. હવે રાજકોટથી મગાવશું. જતાં આવતાં વીશે તપાસ કરીએ છીએ પણ હજી સુધી કોઇ પકડાણો નથી. પકડાશે ત્યારે સરકારને જાહેર કરશું. વળતાં મેહેરબાની કરી કાગળનો જવાબ લખશો. સંવત ૧૮૭૮ ના કારતક વદ ૯, તા. ૧૮ નવેમ્બર સને ૧૮૨૧.

ઉપરની મતલબના નીચે લખ્યા તાલુકદારે કાગળ લખ્યાછે:—

૧. સાયલા, સંવત ૧૮૭૮ ના કારતક શુદ ૧૧, તા. ૬ નવેમ્બર સને ૧૮૨૧.

૧. મુળી, સંવત ૧૮૭૮ ના કારતક શુદ ૧૩, તા. ૭ નવેમ્બર સને ૧૮૨૧.

## કાઠીઆવાડના પોલીટીકલ એજંટ કપ્તાન બાર્નવેલ સાહેબ ઉપર સંસ્થાન ચુડાના ઝાલા અમરસીંહજીનો કાગળ.

બાદ સલામ—સરકારનો અફીણ બાબતનો પરવાનો આવ્યો તે પોતો, તે અમારા તાલુકામાં પ્રસીદ્ધ કરવામાં આવશે. કોઇ જગાત ચોરી કરી અફીણ લાવશે નહીં. જેને અફીણ જોઇતું હશે તેને સરકારના પરવાનાની મતલબથી વાકેફ કરીશું. આજ કોઇથી કાયદા વીરૂદ્ધ ચાલી શકાતું નથી. દુકાનદાર સરકાર હુકમથી રૂપીઆનું (૩) ત્રણ રૂપીઆ ભારને ભાવે અફીણ વેચે છે. એજ અરજ. સંવત ૧૮૭૮ ના કારતક શુદ ૧૧, તા. ૬ નવેમ્બર સને ૧૮૨૧.

આવોજ એક કાગળ વડોદના ભોમીઆ પાસેથી આવ્યો છે. સંવત ૧૮૭૮ ના કારતક શુદ ૧૩, તા. ૭ મી નવેમ્બર, સને ૧૮૨૧.

---

## કાઠીયાવાડના પોલીટીકલ એજંટ કપ્તાન બાર્નવેલ સાહેબ ઉપર જસદણના ખાચર ચેલા વાજસુરનો કાગળ.

બાદસલામ—સરકારનું અફીણ વીશેનું જાહેરનામું પોહોચ્યું, તેની મતલબ જાણી. તેમાં લખ્યા પ્રમાણે બંદોબસ્ત કરીશ. મારે કાંઇ ખર્ચ સારૂ અફીણ જોશે તો રાજકોટની સરકારી વખારેથી મગાવીશ. સંવત ૧૮૭૮ ના કારતક વદ ૫, તા. ૨૯ નવેમ્બર, સન ૧૮૨૧.

---

### એજ મતલબના નીચે લખેલા ગીરાશીઆએ કાગળ લખ્યા છે.

| | |
|---|---|
| ૧ ચચાણાના ઝાલા જીવણજી વીગેરે...... | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૭. |
| ૧ પલાળીના ઝાલા નથુભાઇ અને કરણભાઇ. | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૫. |
| ૧ કરમડના ઝાલા અગરસીંહ.............. | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૪. |
| ૧ ભારેજડાના ભાંભલા કાદુ જીવા........... | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૧૧. |

| | |
|---|---|
| ૧ રામપરના કરપડા મુળુ.................. | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૧૩. |
| ૧ રાઇસાંકળીના દેસાભાઇ રામદાસ......... | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક સુદ ૧૩. |
| ૧ પાળીઆદના ખાચર રામા મુળુ અને ઉનડ. | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૧. |

---

**શ્રી સરકાર કપ્તાન બાર્નવેલ સાહેબ પોલીટીકલ એજંટ પ્રાંત કાઠીયાવાડ નીસ્બત આનરેબલ કંપની બાહાદુર.**

જોગ લી. મુંજપરના પરમાર બનેસિંહ વીગેરે ભાઇઓ પોતાની નમનતાઇ ભરેલી સલામ ગુજારી અરજ કરીએ છીએ કે, આપનો અફીણનો બંદોબસ્ત કરવા બાબતનો પરવાનો અમને એન વખતે પોહોંચ્યો. તેમાં લખ્યા પ્રમાણે બંદોબસ્ત કરવામાં આવશે. અમારા ખર્ચ માટે અમે અફીણ સરકારી વખારેથી મગાવશું. કોઇ સરકારી પાસ વગર અફીણ લઇ જશે તો તે પકડી તે બીના સરકારને જાહેર કરશું. એજ અરજ. સંવત ૧૮૭૮ ના કારતક વદ ૧૧ વાર મંગળવાર, તા૦ ૨૦ નવેમ્બર સને ૧૮૨૧.

(સહી) **પરમાર બનેસીંહ, દસ્કત ઝાલા માલજી.**

---

આવાજ કાગળો નીચે લખ્યા ગીરાશીઆઓ તરફથી આવ્યા, તેની તારીખ તેઓના નામની સામે લખી છે.

| | |
|---|---|
| ૧ વણાના ઝાલા બેહેચરજી................. | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, પોષ સુદ ૪, સુકર |
| ૧ ઊંટડીના ઝાલા કશીઆજી.............. | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, પોષ સુદ ૮. |
| ૧ ગેડીના ઝાલા નાગજી અને કાંધાભાઇ..... | સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧, કારતક વદ ૧૧. |
| ૧ દેવળીઆંના ઝાલા જાલમસીંહજી અને જીવાભાઇ.............................. | સદર. |
| ૧ વનાળાના ઝાલા જેઠીજી..................... | સદર. |

| | |
|---|---|
| ૧ કમળાપોરના ઝાલા રણછોડજી અને હાલાભાઇ | સંવત ૧૮૭૮, ઇ.સ. ૧૮૨૧, કારતક વદ ૧૧. |
| ૧ લાલીઆદના ઝાલા નથુજી અને કાંથડજી...... | સદર. |
| ૧ ભડકવાના ઝાલા ચાંદાભાઇ અને હરીભાઇ...... | સદર. |
| ૧ દરોદના ઝાલા કશીઆભાઇ, રતનજી અને આતાભાઇ.......................... | સદર. |
| ૧ ખંભલાવના ઝાલા વસ્તાજી................ | સદર. |
| ૧ જાખણના ઝાલા પથુભાઇ અને ગજાભાઇ...... | સદર. |
| ૧ છલાલાના ઝાલા રતનજી અને આતાભાઇ. ... | સદર. |
| ૧ સાઉકાના ઝાલા હરજી...................... | સદર. |
| ૧ ભલગામડાના ઝાલા જીભાઇ અને ભીમજી..... | સદર. |
| ૧ કંથારીઆના ઝાલા જેઠીભાઇ અને જોરાભાઇ... | સદર. |
| ૧ તલસાણાના ઝાલા ખીમાભાઇ................ | સદર. |
| ૧ ભથાણના ઝાલા ભીમજી અને નથુભાઇ........ | સદર. |
| ૧ અંકેવાળીયાના ઝાલા ગોપાલજી અને બનાભાઇ............................. | સદર. |
| ૧ ખાંડીયાના ઝાલા નાગભાઇ અને જેમલભાઇ.... | સદર. |
| ૧ સમલાના ઝાલા કસલાભાઇ અને મુળાભાઇ...... | સદર. |
| ૧ તાવીના ઝાલા ફુલજી, ભારાજી અને જેઠીભાઇ.... | સદર. |
| ૧ જલાલાના ઝાલા સેસાભાઇ. ................ | સંવત ૧૮૭૮, ઇ.સ. ૧૮૨૧, કારતક સુદ ૧૫. |

નોટ.—અફીણ સંબંધી કાઠીઆવાડના રાજાઓએ સને ૧૮૮૨ અને ૧૮૮૩ ની સાલમાં નવા કરારો કરી આપ્યાછે તે ઉપરથી મેહેરબાન પોલીટીકલ એજંટ સાહેબે નીચેના હુકમો કાઢ્યા છે, જે હાલ અમલમાં છે:—

| | |
|---|---|
| સરક્યુલર નંબર ૨, તા. ૧૮ ફેબ્રુઆરી સને ૧૮૮૨. | આ પુસ્તકના બીજા ભાગને પાને ૯૪૨ મે છપાયોછે. |
| જાહેરનામું નંબર ૪, તા. ૧૫ ફેબ્રુઆરી સને ૧૮૮૪. | સદર પાને ૧૦૪૦ મે સદર. |
| સદર નંબર ૧૫, તા. ૧૭ એપ્રીલ સને ૧૮૮૪. | સદર પાને ૧૦૬૬ મે સદર. |
| સદર નંબર ૯, તા. ૩ એપ્રીલ સને ૧૮૮૫. | સદર પાને ૧૧૧૭ મે સદર. |

૧૨૩૦
અકબરશાહ°
બાદશાહ ગાજીના
નોકર શેરખાન
બાહાદુર બાબી.

## શ્રી સરકાર આનરેબલ કંપની બાહાદુર.

જોગ લા૦ જુનાગઢના નવાબ બાહાદુરખાન. જત હાલાર, કાઠીયાવાડ, ગોહેલવાડ, અને ઝાલાવાડમાંથી જે જોરતલબીની બાબત દર વર્ષે લેવાય છે, તે બાબત મારી છે. જ્યારે કર્નલ વાકર આ પ્રાંતના બંદોબસ્તનું કામ ચલાવતા હતા ત્યારે મેં સરકારમાં એક દસ્તાવેજ દાખલ કરેલ છે કે જે તાલુકાવાળા સરકાર વીધમાન પોતા ઉપરની રકમ મુકરર કરશે, તે પ્રમાણે મારી તરફથી વસુલ કરવામાં આવશે. આ દસ્તાવેજથી હું સરકારને લખી આપું છું કે જોરતલબીનો બંદોબસ્ત કરી ચલુ માટે સંવત ૧૮૭૮, ઇ. સ. ૧૮૨૧-૨૨ થી સરકારની મરજી માફક વારશીક રકમ વસુલ કરવા મારી પણ ખુશી છે. દર વર્ષે જોરતલબીની જે રકમ વસુલ થાય તેમાંથી ચોથો હીસ્સો ઘોડા અને પાયદળ વીગેરેના ખર્ચ માટે સરકારે રાખવો, ને બાકીનો મને આપવો. મંજુર શુદ.

સંવત ૧૮૭૮ ના માહા સુદ ૧૦, તા. ૧ ફેબરવારી સને ૧૮૨૧.

---

મુરતબ
શુદ.

## આયંદેથી દરીઆઈ લુંટ અને ભાગેલાં વાહાણ સંબંધી તમામ હક છોડી દેવા બાબત હામદખાન બાહાદુરે કરી આપેલ ઠરાવ.

સઘળાઓને જાહેર ખબર આપવામાં આવેછે કે, હું હામદખાન બાહાદુર બાબી, ફીદવી શાહ આલમગાજી શેહેરે જુનાગઢના નવાબ, આનરેબલ કંપનીના માન અને દોસ્તીની તસલ્લી કરવા ખાતર મારી અને આનરેબલ કંપની તરફથી મેજર આલેકઝાંડર વાકર સાહેબ, રેસીડંટ, વચ્ચે થયેલી કલમ

બંદીનો ઠરાવ પાળવા મારે અને મારા વંશ વારસો માટે બંધાયલો છઊં તે ઠરાવ:—

## કલમ ૧ લી.

જે માણસ ખુશકી રસ્તે મુશાફરી અગર વ્યાપાર કરે છે તેનું રક્ષણ કરવાની, અને જે માણસ તરી રસ્તે મુશાફરી અગર વ્યાપાર કરે છે તેનું રક્ષણ કરવાની, એક સરખી ફરજને લીધે. હું હામદખાન બાહાદુર મારી અને મારા વંશ વારસોની તરફથી, દસ્તાવેજ કરૂંછું કે, મારા તાબામાં રેહેનારો અગર મારી હકુમત તળેનું કોઇ માણસ દરીઆઇ લુંટનો ધંધો કરશે તેને મારી તરફથી ઉત્તેજન આપવા, કે તે વીશે ચશમ પોશી કરવામાં આવશે નહીં, તેમજ આવા ધંધા કરનારને મારા બંદરમાં આશ્રય કે મદદ મળશે નહીં. કોઇ જમીદાર અમારી સરકાર સામે બાહારવટુ ઉઠાવી બીજા પ્રાંતમાં રહીને મારા પરગણામાં આવી કોઇને લુટશે, તો હું તેની રેહેવાની જગો બતાવી આપીશ.

હું હામદખાન બાહાદુર દસ્તાવેજ કરી આપુંછું કે મારે તુફાન ખાઇ આવેલ વાહાણોને બનતી મદદ આપવી છે, ને તેમાંના કમનશીબ ઉતારૂના દુખમાં વધારો કરવાની ચાલ છોડી દેવી છે. ભાગેલા વાહાણનો માલીક હાજર થયે પોતાનો હક સાબીત કરી આપેથી હુ તે ઉપરથી મારો તમામ દાવો છોડી દઇશ.

## કલમ ૨ જી.

આનરેબલ કંપનીનાં વાહાણ અને રૈયતને છુટથી વ્યાપાર ધંધો કરવા સારૂ આવવા, અમારા બંદરમાં પરવાનગી છે. અમારા તાબાના વેપારીઓને આનરેબલ કંપનીના બંદરોમાં જઇ ઉપર મુજબ વેપાર કરવા, રજા મળવી જોઇએ. મારી અને આનરેબલ કંપનીની વચ્ચે કાંઇ પણ તકરારનું કારણ ન રહે માટે હું આ કલમ બંધી મુજબ કબુલ કરૂંછું. (તારીખ નથી.)

હામદખાન
બાહાદુરની
મોહોર.

## જુનાગઢના નવાબ શ્રી બાહાદુરખાન બાબીએ આનરેબલ ઇંગ્લીશ ઈસ્ટ ઇન્ડીયા કંપનીને લખેલો, બીજા દસ્તાવેજની સાથે ટાંકેલ કાગલ.

જત જમાદાર ઉમર અને બીજી આરબ સીરબંદીએ માથું ઉપાડ્યાથી, મેં સરકારને અરજ કરી, તે ઉપરથી સરકારે લશ્કર મોકલ્યું ને કપ્તાન બાલેનટાઇન સાહેબે ધારયા પ્રમાણે ઘણી સારી રીતે બંદોબસ્ત કરી આપ્યો તેથી, હું મારી ખુશીથી સરકાર સાથે નીચે લખી કલમબંધી મુજબ કેટલાએક કરારો કરૂંછું.

### કલમ. ૧ લી.

સરકારનું લશ્કર મારી મદદે આવતાં હરેક તરેહથી મારી મરજી માફક મન ગમતો બંદોબસ્ત કરી આપ્યો, ને લશ્કરના ખર્ચે બાબત શું રકમ આપવી તે વીશે કપ્તાન બાલેનટાઇન સાહેબ ગવરનર ઇન કૌન્સીલને લખશે, માટે સરકાર હુકમ મુજબ વાજબી રીતે જે રકમ ઠરાવવામાં આવશે તે હું આપીશ.

### કલમ ૨ જી.

સવંત ૧૮૭૩, ઇ. સ. ૧૮૧૬–૧૭ની શરૂઆતથી મારી મુલકગીરીની વસુલાત આનરેબલ કંપની તરફથી કપ્તાન બાલેનટાઇન સાહેબ કરશે, તેમાંથી ઉપર કહી લશ્કર ખર્ચની રકમ ઠરેલાં કાંધા પ્રમાણે મુજરે થાશે.

### કલમ. ૩ જી.

દર વર્ષે મારી મુલકગીરી વસુલાત (જોરતલબીનું ઉઘરાણું) હમેશાં આનરેબલ કંપની કરે, તે વખત, તે કામમાં મારા વકીલને હાજર રાખવો. જરૂર પડે મારા તરફથી લશ્કર પુરૂં પાડવામાં આવશે.

### કલમ. ૪ થી.

આનરેબલ કંપનીના તાબાનાં ધંધુકા, રાણપોર અને ઘોઘા પ્રગણાં વીગેરેમાં, જ્યારથી તેઓ સરકારના તાબામાં આવ્યાં છે, ત્યારથી તે ઉપર મારી સરકારની વારષીક જમે છે તે દોસ્તી ખાતર તે તારીખથી ચલ્લુ આ લખતથી રદ કરૂંછું.

## કલમ ૫ મી.

એજન્સીના ખર્ચ માટે દરસાલ એક લાખ કોરી હમેશાં આપવી છે, તે પેટે જેતપોર, જેમાં મારે બલોચ્ય સાથે ભાગ છે, તે રેહેવાની જગો તરીકે તથા એ પ્રગણાનાં નીચે લખેલાં દસ ગામોમાંની મારા ભાગની મારા કરેલા વહીવટ મુજબ ખાસ પેદાશ, એકંદર અને જુદી જુદી, ચલ્લુને માટે આપુંછું. માટે તમો હમણાં સુધી મારા કરેલા વહીવટ મુજબ, દર વર્ષ સાડત્રીસ હજાર કોરી ઉપર મુજબ તમોને આપુંછું, તે જમે કરશો. વળી એક લાખ કોરીની રકમ પુરી કરતાં ત્રેસઠ હજાર કોરી બાકી રહે તે મારી મુલકગીરી જમામાંથી દર વરશ વસુલ કરવી.

નીચે લખ્યાં જેતપોર તાબાનાં દસ ગામોની વીગત:—મારે અને જેત-પોરના બન્ને બલોચ્ય મજમુના ગામો.

| | | | |
|---|---|---|---|
| સમઢીઆલાનો | અરધ ભાગ. | મોહનપોરનો | અરધ ભાગ, |
| અકાલું. | સદર. | દેરડી. | સદર. |
| ડેદરવું. | સદર. | સરધારપોર. | સદર. |
| ખીરસરૂં. | સદર. | પીપળીયું. | સદર. |
| સાંકલી. | સદર. | ગુંદાલાના બલોચ્યના બંન્ને ભાગ. | |

## કલમ ૬ ઠી.

હમણાં સુધી જે આરબો હતા તેને પાછા નોકરીમાં રાખવા નથી, પણ જ્યારે જમાદાર ઉમરે સીરજોરી કરેલ ત્યારે જમાદાર ઇચ્છાએ અમારી ઘણીજ ચાકરી કરી છે, તે વખત મેં તેને મારી ચલ્લુ નોકરીની તસલ્લી કરેલ છે, પણ હાલમાં એ વાત ઉપર સરકારનું ખાસ મન છે, તો એ જમાદારને બાર મહીનાની અંદર રજા આપવામાં આવશે. તે દરમીયાન આરબ કાંઇ ચુક કરશે તો તેનો જવાબ મારે શીર છે.

## કલમ ૭ મી.

ઉપર મુજબ કંપની સરકાર સાથે ઠરાવ કરવામાં આવતાં તે પ્રમાણે ચલાવવા, ને આ દોસ્તીનો સંબંધ આખર સુધી નભે, માટે મેં અને કપ્તાન બાલેનટાઇન સાહેબે એક બીજાને ખાતરી તસલ્લો કરી છે.

સંવત ૧૮૭૨, ઇ. સ. ૧૮૧૬-૧૭ વૈશાક (મે) સુદ ૫ તારીખ ૪ જમાદીઅલસાની, સન ૧૨૩૧ હીજરી.

---

## આનરેબલ કંપનીને અમુક જમાની રકમ આપી દીધા બાબત જુનાગઢ તરફથી સનદ.

| જુનાગઢના<br>નવાબની<br>મોટી મોહોર |
|---|

તારીખ ૨ મે સને ૧૮૧૬ને રોજ સરકારને મેં અગાઉ દસ્તાવેજ કરી આપ્યું છે તેની ચોથી કલમમાં હું ધંધુકા, રાણપોર અને ઘોઘામાંથી દર વરશ જે જમાબંધી ઉઘરાવતો, તે જમાબંધી સરકારને મેં દોસ્તીની રાહે અલ્લુ માટે, જે તારીખથી એ પ્રગણાં સરકારની હકુમત તળે આવ્યાં ત્યારથી આપી છે, ને તે બાબત કપતાન બાલેનટાઇન સાહેબ મારફત એક દસ્તાવેજ કરવામાં આવ્યું છે; પણ તેમાં ધોળેરા લખ્યું નથી. તે ગામ ઉપરની જમા સરકારની મરજી મુજબ એ અમલદારની ભલામણથી હાલમાં હું છોડી દઊછું. સંવત ૧૮૭૨, ચૈત્ર વદ ૧૨, તારીખ ૧૩ એપ્રીલ સને ૧૮૧૭.

| નવાબની<br>નાની<br>મોહોર. |
|---|

---

## જુનાગઢના નવાબે પોતાના તાલુકામાં સતીનો ચાલ બંધ કરવા બાબત, તા. ૩ જાનેવારી સને ૧૮૩૮ને રોજ કરી આપેલ દસ્તાવેજ.

બાદ સલામ—લખવા કારણ એછે જે, સરકારે સતીનો ચાલ બંધ કરવા હુકમ કર્યા છતાં, કોઇ એક ભાટીયાણી મુંબઇથી પ્રાગમાં આવી સતી થઇ, તે બાબતનો જવાબ દેવા મારા ઉપર મોહસલ થયો છે. આ બાબત સરકારને વીગતવાર રીપોર્ટ કરતાં આવી જાતના ગુન્હાનો આ પેહેલવેલો દાખલોછે જાણી મને માફી બક્ષી તેથી હું લખી આપુંછું કે હવેથી તાલુકામાં કોઇને

સતી થવા રજા ન મળે તેવો બંદોબસ્ત કરવામાં આવશે. આયંદે આ રીતે બને તો સરકાર માગે તેવો જવાબ આપવો છે.

| |
|---|
| નવાબની મોહોર. |

---

આવોજ ઠરાવ જાફરાબાદના સીદી સાથે થયોછે.

---

**યાદી જુનાગઢના નવાબ તરફથી આરથર માલેટ, પોલીટીકલ એજંટ પ્રાંત કાઠીયાવાડના સાહેબની હજુરમાં. તારીખ ૧૯ માર્ચ સને ૧૮૪૬.**

આપનો કાગળ અને ગાયકવાડ સરકારનો તારીખ ૧૯મી સવાલનો ઠરાવ આવ્યો તે પોહોચ્યો. કચ્છના રાવસાહેબે વાહાણો ઉપરની જગાતને લગતો ઠરાવ કર્યો તેથી આપે ઉપર લખી યાદમાં એવોજ બંદોબસ્ત કરી આપવા મને ફરમાવ્યું. તેનો જવાબ એછે કે, આપની મોકલેલી નકલ મુજબ તેની બીજી નકલો કરી અમારાં બધાં બંદર વેરાવળ, માંગરોળ, વીગેરેમાં મોકલી તે પ્રમાણે ચાલવા હુકમ કરવામાં આવ્યો છે. સંવત. ૧૯૦૨ના ફાગણ વદ ૭, તારીખ ૧૯ માર્ચ સન ૧૮૪૬.

---

**જુનાગઢના નવાબને બક્ષેલી સનદની નકલ, તારીખ ૧૧મી માર્ચ સને ૧૮૬૨.**

હિંદુસ્તાનના જુદા જુદા રાજા અને જમીનદારો જેઓ હમણાં પોતાનાં સંસ્થાનોમાં રાજ્ય કરેછે, તે રાજ્ય તેઓને નીરંતર કાયમ રહે, અને તેઓના કુટંબનો પ્રતિનીધી અને મોટાઇ હમેશાં ચાલ્યા કરે, એવી ઇચ્છા મલીકા માયાઝમાને થયાથી, એ ઇચ્છા પાર પડે માટે આ સનદથી હું તમોને તસલ્લી કરૂંછું કે સ્વાભાવીક વારસ ન હોય તો તમારા સંસ્થાનનું રાજ્ય ચલાવવા હરકોઇ વારસ મુસલમાની ધારા પ્રમાણે ખરો હશે તે થઇ શકશે.

## કલમ ૪ થી.

આરબની પરદેશી ફોજને બરતરફ કરી માત્ર ત્રણસેંહ જુનાં માણસ રાખવાંછે.

## કલમ ૫ મી.

કચ્છની કોરી માટે અને સીબંધીને બરતરફ કરવા તથા ફરીને ન રાખવા બાબત ફકીરમહમદ અને કરીમશાહ નામના મોટા સરદારને જમાન આપવા જોઇશે. સીબંદી રાખવાનો કાંઇ પ્રસંગ આવે તો તે વખત સરકારની પરવાનગી લેવી પડશે.

## કલમ ૬ ઠી.

લશ્કર ખર્ચ માટે પંદર લાખ કોરીની જરૂરછે.

## કલમ ૭ મી.

જે લોકોએ ઇંગ્રેજ અમલદારને ગોપમાં મારી નાખ્યો તે લોકોને બીન સંકોચે વાલે કરવા, અને તેની લઇ લીધેલ બંદુક ને ઘોડો પાછાં આપવાં.

## કલમ ૮ મી.

સ્ત્રી બાળહત્યાનો બંદોબસ્ત તોડ્યા બાબત પાંચહજાર રૂપીઆ દંડ આપવો, ને નગર તથા તેના તાબાની જગામાં સ્ત્રી બાળહત્યાનો ચાલ બંધ કરવા માટ ચારણને જમાન આપવા.

## કલમ ૯ મી.

સરપદડ પરગણું જ્યારે કંપનીની બાહાંધરી પુરી થાય ત્યારે ધ્રોલવાળાને પાછું સોંપવું ને તે બાબતના જમાન આપવા.

## કલમ ૧૦ મી.

સંવત ૧૮૬૪ ઇ. સ. ૧૮૦૭ની સાલથી સરકારની પરવાનગી વગર કોઇ ગીરાસીયાનો ગીરાસ, તેના માલીક પાસેથી લીધો અગર છીનવી લીધો હોય તો પાછો આપવો.

## કલમ ૧૧ મી.

રાણપોર પરગણું, ક્રીલ્લો, અને કસ્બો કુલ બાર ગામ સહીત કુંવર સત્તાજીને આપવાં પડશે, ને સરકારને આપવાની જમાબંધી ગાયકવાડ સરકારે મુકરર કરવી.

સત્તાજીએ ગાયકવાડની મદદ માગી તે બાબતના ખર્ચના આઠ હજાર રૂપીઆ તથા જામના તાલુકામાં સત્તાજીની માની કાંઇ મીલકત હોય તે ભોગવડાયે પાછી આપવી, તેમજ કુંવર સત્તાજીની મીલકત જે કાંઇ રાખી હોય તે પણ પાછી આપવી.

કલમ ૧૨ મી.

માહારાજા ફતેહસીંગને નજરાનાના રૂપીઆ પચીસ હજાર આપવા.

કલમ ૧૩ મી.

સરકારને ખાતરી થાય તેવા ભાટ ચારણને ફેલ જામીન આપવા.

કલમ ૧૪ મી.

નાજી જમાદારને તેના અગાઉના ગામ ઉપરાંત એક બીજું ગામ આપવું.

કલમ ૧૫ મી.

કોઇ નગરમાં બાહારવટીયો હોય તો તેને કાંપમાં મોકલવો, ત્યાંહાં તેના કામનો ફેસલો થશે. તેને ફરીને કદી આશ્રય ન આપવો.

કલમ ૧૬ મી.

નગર તાલુકામાં, કુમકે આવેલા લશ્કરનો જે માલ ચોરાએલો છે તે સઘળો પાછો આપવો.

કલમ ૧૭ મી.

નગર ઉપર મોરચા બાંધવા ગાયકવાડને જરૂર પાડી તે બાબત એક લાખ રૂપીઆ દંડ આપવો.

જામ સાહેબની સહી.

---

શ્રીમંત રાવશ્રી સેના ખાસખેલ સમશેર બાહાદુરની સરકારમાં વીરમગામના રેહેવાસી બારોટ મેરૂ મેહેતા અને પેટલાદ પરગણાના ગામ જલસમના રામદાસ નથુએ કરેલ ફેલ જામીન ખત.

અમે અમારી રાજી ખુશીથી ચલ્લુ માટે નીચે લખેલી કલમ મુજબ નવાનગરના જામ જસાજીના ફેલ જામીન થઇએ છીયે.

### કલમ ૧ લી.

તેણે અંદરના ફીસાદમાં ન પડતાં કોઇ બાહારવટીયા, કાઠી અગર રજપુતને આશ્રય ન આપવો, તેમજ તેણે બીજાની સરહદ ઉપર ફીસાદ અગર હુમલો ન કરતાં અસલથી જેમ ચાલે છે તેમ ચલાવવું. કોઇ ભાયાત પોતાની જમીન કે ગામ આપે તો તે લેવાં નહીં અને અગાઉના કજીઆ બાબત કોઇ રીતે કોઇને હરકત ન કરવી. કોઇ બાહારવટીયાને આશ્રય આપવો નહીં ને રાખવા તો બરાબર જમાન લઇને રાખવા. તાલુકામાં અગર રસ્તે લુટ થવા દેવી નહીં. કોઇ માણસ પોતાની મતલબ સારૂ ગામ કે જમીન વેચે તો અગાઉથી સરકારની રજા લીધા વગર ખરીદ કરવી કે વેચવી નહીં.

### કલમ ૨ જી.

તેમણે ગાયકવાડ કે કંપની સરકારના દુશ્મન સાથ કાગળ વ્યવહાર ન રાખવો.

### કલમ ૩ જી.

શ્રીમંત પંથ પ્રધાન, ગાયકવાડ અને આનરેબલ કંપની સરકારના માહાલમાં ચોરી, ધાડ, કે લુટ, થવા ન દેવી, અને વેપારી કે મુશાફરને હરકત થવા ન દેતાં તેને પોતાની સરહદમાં ભોમીયા અને વળાવા આપવા. કોઇ વેપારી વીગેરેને કાંઇ નુકશાન થશે તો જેની હદમાં એ બનાવ બનશે તે ગામના લોકોએ જવાબ દેવો પડશે ને તાલુકદાર તે ગામોની ચાલ ચલગતનો જવાબદાર થશે અગર તેણે બાહારવટીયાનો સગડ કાઢી આપવો પડશે.

### કલમ ૪ થી.

જો તેણે કોઇ નાના જમીનદારની જમીન કે ગામ કબજ કર્યું હોય તો તે પાછું આપવું કે વાજબી સમાધાન થઇ તકરાર બંધ પડે.

### કલમ ૫ મી.

સંવત ૧૮૬૮, ઇ. સ. ૧૮૧૨ માં તેણે સરકાર સાથે કરાર કર્યો છે કે પરદેશી સીબંદીનાં ત્રણસેંથી વધુ માણસ નહીં રાખીયે, માટે વધુ જોઇએ તો સરકારની પરવાનગી લેવી. પોતાની ખુશી ઉપર વધુ ન રાખવાં.

થઇ છે. હું આ યાદમાં જણાવું છું કે એ ધારા પ્રમાણે ચાલાશ ને મારા બંદરોમાં હુકમ મોકલીશ, તે આપને જાણવા સારૂ લખ્યું છે.

---

### નવાનગરના જામ સાહેબને બક્ષેલી સનદની નકલ તારીખ ૧૧ મી મારચ સને ૧૮૬૨.

હીંદુસ્તાનના જુદા જુદા રાજા અને જમીનદારો જેઓ હમણાં પોતાનાં સંસ્થાનોમાં રાજ્ય કરે છે તે રાજ્ય તેઓને નીરંતર કાયમ રહે અને તેઓના કુંટુંબનો પ્રતીનીધી અને મોટાઇ હમેશાં ચાલ્યા કરે એવી ઇચ્છા મલીકા મોઆઝમાને થયાથી, એ ઇચ્છા પાર પડે માટે, આ સનદથી હું તમોને તસલ્લી કરૂં છું કે, સ્વભાવીક વારસ ન હોય તો હીંદુ ધારા અને તમારી ન્યાતની રીત પ્રમાણે તમારા સંસ્થાનનો વાંસેથી રાજ્ય કરનાર તમે જાતે દત્તક ઠરાવશો તે વારસ કબુલ અને મંજુર થશે.

જયાંહાં સુધી તમારૂં કુટુંબ સરકારને વફાદાર છે, અને તહનામા, સનદ અગર દસ્તાવેજો જેની શરત પ્રમાણે ચાલવા બ્રીટીશ સરકાર બંધાએલી છે તે શરત પ્રમાણે ઇમાનદારીથી ચલાવશો, ત્યાંહાં સુધી ખાતરી રાખવી કે કોઇ પણ રીતે તમારા કોલકરારમાં અડચણ નહીં આવે.

(સહી) કયાનીંગ.

---

### ભાવનગરના રાજા રાવળ વખતસીંહ તરફથી દેવજી રૈસીલ અને વાઘજી દેસી, અને બ્રીટીશ પ્રજાના કામ ખાતાના મુખી અને સુરતના મોગલના કીલ્લા અને દરીઆઇ લશકરના ગવરનર વીલીઅમ આન્ડ્રુ પ્રાઇસ, સાહેબ વચ્ચે, તારીખ ૩૧ જાન્યુઆરી સન ૧૭૭૩ ને રોજ થએલ ઠરાવ.

ખંભાતના નવાબ મોમીનખાન ભરૂચ આવી તળાજાનો કીલ્લો ભાવનગરના રાજાને સોંપવા બાબત, રાજા સાથે વષ્ટી કરવા વીલીઅમ આન્ડ્રુ પ્રાઇસને મુખત્યારી આપી, તેથી અમે રાજા તરફથી એ કીલ્લા માટે

બંદોબસ્ત કરવા પુરતી મુખ્ત્યારી આપી મોકલેલા દેવજી રેસીલ અને વાઘજી દેસી, આ લખત કરી ઠરાવ કરીએ છીએ કે, પંચોતેર હજાર રૂપીઆની રકમ જે વીલીઅમ આન્ડ્રુ પ્રાઇસ, નવાબ તરફથી આપવા કહે છે, તે રકમ માટે એ કીલ્લો રાજાને સોંપવો. એ ઠરાવ અમારે બન્નેને કબુલ છે. નવાબે એ કીલ્લાના દેવાપેટે જુજ ભાગ રૂપીઆ પચીસ હજાર આનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કંપનીને ભર્યાથી અમે બન્ને જણ રાજા તરફથી કબુલ કરીએ છીએ કે જે તોપો અને સામાન સહીત નવાબે ઇંગ્રેજ પાસેથી કીલ્લો સંભાળી લીધો, તે તોપો અને સામાન સહીત રાજાને કીલ્લો સોંપ્યા પછી, એક મહીને પચીસ હજાર રૂપીઆની રકમ ભરવી છે. બાકીના પચાસ હજાર રૂપીઆ આનરેબલ કંપનીને આપવા રહ્યા તે પેટે દર સાલ પંદર હજાર રૂપીઆ પ્રમાણે બધી રકમ પતી રહે ત્યાંહાં સુધી ભરવા અમો કબુલ કરીએ છીએ. તેમાં કાંઇ તફાવત કરવો નથી.

મુકામ ભરૂચ, તારીખ ૭ જમાદા હીજરી સ૦ ૧૧૧૬, તારીખ ૩૧ જાનેવારી સને ૧૭૭૩.

સહી દેવજી રેસીલ,
„ વાઘજી દેસી.

ઉપરની વાત અમે મંજુર રાખીએ છીએ.

| | |
|---|---|
| (સહી) ડેનીઅલ ડ્રેપર. | (સહી) વીલીઅમ શા. |
| „ જાન વાટસન. | „ રાબર્ટ ગારડન. |
| „ રાબર્ટ ગારડન. | „ બેનજામીન લ્યુઇસ. |
| „ બ્રુસ ફ્લેચર. | „ વીલીઅમ ટેલર. |

---

ભાવનગરની જમાના દેસાઇ દસ્તુરી માટે ગોઘાના દેસાઇને આપેલી સનદ.

ભાવનગરના રાજા પાસેથી આનરેબલ કંપનીની જમા લેવા ઠરાવેલા આનરેબલ કંપનીના કલેક્ટર અગર કોઇ બીજા માણસ તરફ.—

જત હું આનરેબલ ગવર્નર ઇન કોન્સીલે આપેલી સત્તા મુજબ આ દસ્તાવેજથી, વાઘજી ગોવીંદજી ને રાવળ વખતસીંહના તાલુકાના દેસાઇ-